# સરળ મેટ્રીક્યુલેશન ઇતિહાસ

## સ્ટુઅર્ટ અને હેનોવર રાજ્યવંશો

## બ્રિટિશ રાજતંત્ર સાથે.

[ પ્રશ્નોત્તર રૂપે ]

લેખક :

એક અનુભવી શિક્ષક

મૂલ્ય : આઠ આના.

: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય બુકસેલર્સ પબ્લીશર્સ

ટાવર રોડ, સુરત.

# સ્ટુઅર્ટ સમય

## ઈ. સ. ૧૬૦૩ થી ઇ સ. ૧૭૧૪ સુધી

## વંશ વૃક્ષ




ઇલિઝાબેથ=જર્મન રાજકુંવર

ચાર્લ્સ ૧લો (૧૬૨૫-૧૬૪૯) (રાજ્યરક્ષક ક્રોમવેલ તથા રીચર્ડ ક્રોમવેલ ૧૬૪૯-૧૬૬૦)

સોફાયા = હેનોવરના ઇલેક્ટર

જ્યોર્જ ૧ લો (હેનોવર વંશ)

ચાર્લ્સ ૨ જો (૧૬૬૦-૧૬૮૫)

જેઇમ્સ ૨જો (૧૬૮૫ થી ૧૬૮૮)

મેરી=વિલિયમ ૩જો (૧૬૮૮ થી ૧૭૦૨)

એન (૧૭૦૨ થી ૧૭૧૪)

(Q 1) what were the main beliefs of the Start Kings?

## સ્ટુઅર્ટ રાજાઓની મુખ્ય માન્યતાઓ

(૧) રાજાની સત્તા ઇશ્વરદત્ત છે.
(૨) રાજાની સત્તાનો વિરોધ કરવો એ પાપ છે.
(૩) રાજા કદી ખોટું કૃત્ય કરતોજ નથી.
(૪) પાર્લામેન્ટની સત્તા વિના રાજા ગમે તે કાયદો ઘડી શકે છે.
(૫) પાર્લામેન્ટની સત્તા વિના રાજા ગમે તેટલો કર નાંખી શકે છે.
(૬) પાર્લામેન્ટનું અસ્તિત્વ રાજાની મહેરબાની ઉપર અવલંબેલું છે.
(૭) રાજા માત્ર ઇશ્વરનેજ જવાબદાર છે
(૮) રાજા દેશના બધા કાયદા અને રિવાજોથી પર છે.

---

## જેઈમ્સ ૧ લો. (૧૬૦૩-૧૬૨૫)

### મુખ્ય બનાવો.

૧. રાજાનો દૈવી હક્ક ((Divine Right of Kings.)
૨. રાજા સામે કાવત્રાં:—
(अ) મેઇન પ્લોટ: (ब) બાઇ પ્લોટ; (क) ગન પાવડર પ્લોટ.
૩. રાજાની ધાર્મિક માન્યતા:—
(अ) હેમ્પટન કોર્ટ કોન્ફરન્સ.
૪. જેઇમ્સના માનીતા પ્રધાનો:—
(अ) રોબર્ટ સેસિલ (લૉર્ડ સેલિસબરી).
(ब) રોબર્ટ કાર (અર્લ ઑફ્ સમરસેટ)
(क) જ્યોર્જ વિલિઅર્સ.
૫. **નોંધ:—(अ) પીલ્ગ્રીમ ફાધર્સ.**

(Q. 2) What was the belief of James I about royalty ?

જેમ્સ ૧ લો રાજસત્તા વિષે મુખ્યત્વે કયો અભિપ્રાય ધરાવતો હતો. તેને આપખુદ વહીવટ ચલાવવાની ઇચ્છા હોવાથી તે કહેતો કે રાજાઓ તો ઇશ્વરના પ્રતિનિધિઓ છે અને તેથી તેઓ પાર્લામેન્ટ કે પ્રજાને જવાબદાર નથી. વળી રાજસત્તા એ ઇશ્વરી બક્ષીસ છે એથી તેની સામે થવાનો કોઇને હક્ક નથી. વળી રાજાના હક્કો ઇશ્વરદત્ત હોવાથી તે છીનવી લેવાનો કે તેની સામે થવાનો કોઇને અધિકાર નથી; રાજાને કોઇપણ કાર્ય માટે પ્રજાના કે પાર્લામેન્ટની મંજુરી લેવાની જરૂર નથી. રાજસત્તા માટેનો આ સિદ્ધાંત "રાજાના દૈવી હક્ક" (Divine Rights of Kings) તરીકે જાણીતો છે. જેમ્સ ૧ લો આ અભિપ્રાયને મક્કમપણે વળગી રહ્યો હતો. આ દૈવી હક્કના સિદ્ધાંતનો અર્થ તો એટલોજ થાય કે રાજા ઇશ્વરરૂપજ હોવાથી રાજાની મરજી એજ કાયદો. આ સિદ્ધાંત માટે તેણે પુસ્તકો પણ લખ્યાં. તેણે સ્કોટલંડમાં આપખુદ અમલ ચલાવ્યો હતો અને ઇંગ્લાંડમાં પણ તેને તેમજ કરવું હતું, પણ એમ કરવામાં તેણે પોતાનું, પોતાના વંશજોનું અને આખા દેશનું અહિત કર્યું. એ માન્યતાને પરિણામે રાજા અને પ્રજા વચ્ચે વિખવાદ થયો અને પરિણામે દેશમાં આંતરવિગ્રહ (Civil War) થયો.

(Q. 3) Explain the theory of "Divine Rights of Kings."

"રાજાના દૈવી હક્ક"નો સિદ્ધાંત રાજાના આપખુદ રાજ્ય વહીવટ માટે છે. એ સિદ્ધાંત અનુસાર રાજસત્તા ઇશ્વરદત્ત મનાય છે એટલે તે અનિયંત્રિત હોવી જોઇએ. વળી રાજાના હુકમનો અનાદર કરવો એ પાપ છે અને રાજાની વિરૂદ્ધનું આચરણ રાજદ્રોહ તેમજ ધર્મદ્રોહ કહી શકાય. રાજા દેશને માટે કોઇપણ કાયદો ઘડી શકે પણ તે દેશના કાયદાથી પર છે. આ દૈવી હક્કનો અર્થ ટુંકમાં એજ થાય છે કે રાજા ઇશ્વરરૂપજ હોવાથી રાજાની મરજી એજ કાયદો.

આ પ્રકારના રાજસત્તા માટેના સિદ્ધાંતને સ્ટુઅર્ટ વંશના પહેલા ચાર રાજાઓ મક્કમપણે વળગી રહ્યા. પરિણામે દેશમાં આંતરવિગ્રહ ફાટી નીકળ્યો. આ સિદ્ધાંત પ્રમાણે વર્તવામાં એમાંના એક રાજાને મારી નાંખવામાં આવ્યો અને બીજાને ગાદી પરથી ઉઠાડી મૂકવામાં આવ્યો. આ સિદ્ધાંતે સત્તરમી સદીમાં રાજકીય તેમજ ધાર્મિક આંદોલનો જગાવ્યાં જે ઈ. સ ૧૬૮૮ ના શાંત રાજવિપ્લવથીજ શાંત પડ્યાં.

(Q. 4) "Even in his virtues and accomplishments there was something eminently unkingly." Prove the truth of this statement about James I.

Or

Why was James I called "The wisest fool ?"

Or

"Never had a sovereign a higher notion of his dignity; never was anyone less qualified to maintain it." Justify this remark about James I.

જેઈમ્સ પહેલાની વિદ્વાન તરીકે ગણના થતી હતી કારણ કે તેણે ધાર્મિક પુસ્તકોનો બહોળો અભ્યાસ કર્યો હતો. પરંતુ તેની વિદ્વતા તેના સ્વભાવમાં નમ્રતા લાવી શકી નહિ એ તેની વિદ્વતાને શરમાવનારૂં હતું. અહંકારને લીધે જેઈમ્સ પોતાની ડહાપણ અને જ્ઞાનનો સદુપયોગ કરી શક્યો નહિ. તે વિદ્વાન હોવા છતાં વહેમીલો હતો આથી તેને કેટલાક ડહાપણની મૂર્તિરૂપ માનતા અને કેટલાક તેને વહેમી અને મૂર્ખ ગણતા. આથી મધ્યમ વિચારના માણસો તેને "The wisest fool" કહેતા. તેનું વ્યક્તિત્વ પ્રભાવશાળી ન્હોતું. તેની આકૃતિ

તથા વર્તનમાં ઓજસ્ ન્હોતું. તે શરીરે જાડો અને કદ્રુપો હતો. તેનામાં હિંમતનો છાંટો ન્હોતો ખુલ્લી તરવાર જોતાંની સાથેજ તે ડરી જતો. તે શાંતિપ્રિય અને બીકણ હોવાથી તે કલમને તરવારથી વધારે પ્રબળ માનતો. તે વિદ્વાન હતો છતાં વિદ્વાનોની કદર કરી શકતો નહિ. દારૂ, શિકાર વિગેરેનો તે શોખીન હોવા છતાં ઉતરતી પંક્તિના માણસો ઉપર તે રાજ્યકારભારમાં વિશ્વાસ રાખતો. નિર્બળ હોવાથી તેને ખુશામત ઘણી ગમતી હતી પોતે શક્તિ વિનાનો હોવા છતાં તેને આપખુદ રાજસત્તા ભોગવવાની ઇચ્છા હતી. રાજાના દૈવી હક્કની માન્યતા તેની નસેનસમાં વ્યાપી ગઇ હતી. તેના વિચારો ઉત્તમ હતા. દેશમાં શાંતિ સ્થાપી પ્રજાની ઉન્નતિ સાધવાનો તેનો હેતુ હતો. પરંતુ વ્યવહારિક ડહાપણનો અભાવ, દુર્બળ મન, ચંચળ સ્વભાવ અને દીર્ઘદ્રષ્ટિ તથા મનની મોટાઇના અભાવને લીધે તે દરેક કામમાં પાછળ પડતો હતો. મિથ્યાભિમાન અને દુરાગ્રહને લીધે તેને પાર્લામેન્ટ સાથે વિખવાદ થયો. લોકોનું મન તે પારખી શક્યો નહિ. તેના દોષોને લીધેજ તેને વારંવાર પ્રજાને નમતું આપવું પડતું. આ ઉપરથી જેમ્સ ૧ લાને "The wisest fool" કહેતા એ તદ્દન યોગ્ય કહી શકાય.

(Q. 5) What were the causes of the quarrel between James I and his Parliament?

Or

Give the main points of dispute between James I and his Parliament?

જેઇમ્સ ૧ લો રાજાની ઇશ્વરદત્ત સત્તાનો ચૂસ્ત હિમાયતી હોવાથી તે માનતો કે રાજા ઇશ્વરરૂપજ છે. પાર્લામેન્ટ તથા લોકોએ તેની આજ્ઞા મુગે મોઢે પાળવી જોઇએ. રાજસત્તાની વિરૂદ્ધ તેઓ કંઇ કરી શકે નહિ. પાર્લામેન્ટની સંમતિ વિના તે કોઇપણ કર ઉઘરાવી શકે, તેમજ દેશમાં કોઇપણ કાયદો ઘડી શકે કે રદ કરી શકે એવી તેની માન્યતા હતી પરંતુ તે વખતે પ્રજાની માન્યતા એથી ઉલટીજ હતી. રાજ-

સત્તા એ લોકદત્ત છે અને તેથી રાજા લોકોના વિચારો પ્રમાણે વર્તવાને બંધાયેલો છે. વળી તે દરેક કાર્યને માટે પ્રજાને જવાબદાર છે. દેશના કાયદા સામાન્ય પ્રજાની માફક રાજાને પણ બંધનકારક છે. તેમજ પાર્લામેન્ટની સંમતિ વિના રાજા કોઇપણ કર લઇ શકે નહિ તેમજ કાયદો ઘડી શકે નહિ. આમ વિચારોના વિરોધને લીધે જેમ્સ ૧ લો અને તેની પાર્લામેન્ટ વચ્ચે તેને તકરાર થતી. એ તકરારનાં કારણો નીચે પ્રમાણે હતાં:—

(૧) ટનેજ અને પાઉન્ડેજ નામના બે કર હતા છતાં જેમ્સ ૧ લાએ ઇમ્પોઝીશન નામના નવા કર પાર્લામેન્ટની સંમતિ વિના નાખ્યા.

(૨) ઇ. સ. ૧૬૧૪ થી ૧૬૨૧ સુધી પાર્લામેન્ટ બોલાવ્યા વગર તેણે આપખુદ રાજ્યવહિવટ ચલાવ્યો અને પ્રજા પાસેથી જોરજુલમથી નાણાં કઢાવ્યાં તેમજ નજરાણાં લીધાં અને ઇજારાઓ તથા ઇલ્કાબો વેચ્યા.

(૩) ન્યાયાધીશોને દાબ આપી પોતાને ફાવતો ન્યાય તેણે કરાવ્યો.

(૪) પાર્લામેન્ટના કાયદાને બદલે તેણે જાહેરનામાં બહાર પાડયાં.

(૫) પાર્લામેન્ટને વિશ્વાસ નહિ એવા પ્રધાનો—સમરસેટ, બકિંગહામ—ને નીમ્યા અને પોતાની મરજી પ્રમાણે તેઓ પાસે રાજ્યકારભાર ચલાવ્યો.

(૬) તેની પરદેશનીતિ ખરાબ હતી સ્પેનના રાજા સાથે મિત્રતા કરી તેના પુત્રનાં લગ્ન સ્પેનના રાજાની પુત્રી સાથે કરવા તે પ્રયત્ન કરતો હતો. આ પાર્લામેન્ટને પસંદ ન્હોતું.

(૭) આ તકરારનું એક કારણ જેમ્સની ધાર્મિક નીતિ પણ હતું. તેણે એપિસ્કોપેલીઅન ધર્મસમાજને મદદ કરી અને કેથોલિક અને પ્રોટેસ્ટંટો ઉપર જુલમ કર્યો.

(Q. 6) Write short notes on:-
(a) Main Plot; (b) Bye Plot; (c) Gun Powder Plot; (b) Hampton Court Conference; (e) Pilgrim Fathers.

(अ) મેઇન પ્લૉટ:—જેઇમ્સ ૧ લાનાં ધાર્મિક વલણુને લીધે તેની સામે કેટલાંક કાવત્રાં થયાં હતાં. જેઇમ્સે રૌબર્ટ સેસિલને મુખ્ય પ્રધાન બનાવ્યો. આથી સેસિલના દુશ્મનોએ તેની સામે કાવત્રું રચ્યું. સ્પેનના રાજાની મદદથી જેઇમ્સને ગાદી પરથી ઉઠાડી મૂકી ઈંગ્લાંડની ગાદી પર જેઇમ્સની પિત્રાઇ બ્હેન ઍરાબેલા સ્ટુઅર્ટને બેસાડવા સર વૅાલ્ટર રેલેના આગેવાની હેઠળ એક કાવત્રું રચ્યું. પરંતુ એ કાવત્રું પકડાઇ ગયું અને વૅાલ્ટર રેલેને શિક્ષા કરવામાં આવી

(ब) બાઈ પ્લૅાટ:—વૅાટસન નામના એક ધર્માધિકારીની પ્રેરણાથી બાઈ પ્લૅાટ નામનું એક કાવત્રું જેઇમ્સ ૧ લા સામે કરવામાં આવ્યું. આ કાવત્રાંનો હેતુ એવો હતો કે રોમન કેથોલીકોને સવલતા આપે નહિ ત્યાં સુધી જેઇમ્સને કેદમાં પુરી રાખવો. આ કાવત્રું પણ પકડાઇ ગયું અને ઘણા લોકોને શિક્ષા કરવામાં આવી.

(क) ગન પાવડર પ્લૅાટ:—જેઇમ્સ ૧ લાના અમલ દરમ્યાન કેથોલિકોને છૂટ મળશે એમ તેઓ ધારતા હતા. પણ તેમાં તેઓ નાસીપાસ થતાં જેઇમ્સ સામે તેઓએ એક કાવત્રું રચ્યું. તેના આગેવાનો કૅટસબી અને ગાઇફૅાકસ હતા. ઇ. સ. ૧૬૦૫ ના નવેંબરની ૫ મી તારીખે જ્યારે પાર્લામેન્ટ મળે ત્યારે પાર્લામેન્ટનાં મકાનની નીચે ભોયરાંમાં સંતાડેલો દારૂગોળો સળગાવી દેવો એવી યોજના કરવામાં આવી હતી. એ કાવત્રાંનો હેતુ આખી પાર્લામેન્ટનો દારૂગોળાથી નાશ કરવાનો અને પછી પોપ અને સ્પેનના રાજાની મદદથી કેથોલિક સત્તા સ્થાપવાનો હતો. પરંતુ

એ કાવત્રું પણ પકડાઇ ગયું. આ કાવત્રાંથી કેથોલિકો સામે સખત કાયદાઓ ઘડવામાં આવ્યા અને તેઓને ઘણો જુલમ વેઠવો પડયો.

(ઢ) **હેમ્પટન કોર્ટ કોન્ફરન્સ:**—જેઇમ્સ ૧ લો ઇંગ્લાંડની ગાદીએ આવ્યો ત્યારે દરેક ધર્મના અનુયાયીઓ જુદાં જુદાં કારણોથી એમ માનતા કે જેઇમ્સ તેઓના પક્ષને મદદ કરશે. પરંતુ તેમાં તેઓ નાસીપાસ થયા. પ્યુરિટનો તથા કેથોલિકોને સંતોષ થયો નહિ. તેઓએ દરેક ધાર્મિક બાબતમાં પોતાની માંગણીઓ જેઇમ્સ આગળ રજુ કરી. આ ધાર્મિક પ્રશ્નનો નીકાલ કરવા ઇ. સ. ૧૬૦૪ માં જેઇમ્સે હેમ્પટન કોર્ટમાં સર્વ ધર્મોની એક પરિષદ બોલાવી. આ પરિષદને હેમ્પટન કોર્ટ કોન્ફરન્સ કહે છે. એ પરિષદમાં દરેક ધર્મના અનુયાયીઓ આવ્યા હતા. જેઇમ્સે પોતાની વિદ્વતાનો આડંબર બતાવવા ધાર્મિક વાદવિવાદ ચલાવ્યો. પવિત્ર બાઇબલનું અંગ્રેજીમાં ભાષાંતર કરવાનો ઠરાવ પસાર થયો. આ ઠરાવ અનુસાર બાઈબલનું અંગ્રેજી ભાષાંતર આજદીન સુધી ચાલુ છે. પણ તે સિવાય આ પરિષદનું બીજું કાંઇ શુભ પરિણામ આવ્યું નહિ. જેઇમ્સ પ્રોટેસ્ટંટ પંથનો બચાવ કર્યો અને જણાવ્યું કે, "No Bishop, no King." જો ધર્માધિકારીઓને ફુરસદ આપવાનું કબૂલ કરવામાં આવે તો પછી પ્યુરિટનો કદાચ રાજાને ફુરસદ આપવાની પછી માગણી કરશે એવો તેનો અર્થ હતો. જેઇમ્સે પ્યુરિટનોને સંતોષવાને બદલે ધમકી આપી. આખરે કોઇપણ બાબતનો નિર્ણય કર્યા વિના આ પરિષદ્ પડી ભાંગી, અને પ્યુરિટનો તથા કેથોલિકો સામે સખત વર્તન ચલાવ્યું. આથી તેઓએ કાવત્રાં રચ્યાં. પરિણામે તેઓના તરફ વધારે જુલમ કરવામાં આવ્યો. આથી આંતર-વિગ્રહ (Civil War) નાં બીજ રોપાયાં.

**(૬) પીલ્ગ્રીમ ફાધર્સ:**—હેમ્પટન કોર્ટમાં મળેલી ધર્મપરિષદના ભંગ પછી પ્યુરિટનો તરફનાં જેઈમ્સનાં વર્તનથી તેઓ કંટાળ્યા હતા ધર્મને નામે ચાલતા કર્મકાંડના ઢોંગ તથા સરકારના જુલમો સહન ન થવાથી ઇ. સ. ૧૬૨૦ માં ૧૨૦ પ્યુરિટનો 'મે ફ્લાવર' નામનાં વહાણમાં બેસી અમેરિકા ગયા અને ત્યાં 'ન્યુ ઈંગ્લાંડ' નામનું એક સંસ્થાન વસાવ્યું. આ યાત્રાળુઓ "પવિત્ર યાત્રાળુઓ" (Pilgrim Fathers)ના નામે પ્રસિદ્ધ છે

(Q. 7) Justify the remark that though the reign of James I did not witness a revolution, the seeds of revolution were reaped in his time.

રાજાના ઇશ્વરદત્ત હક્કની માન્યતાને લીધે જેઇમ્સ ૧ લાએ આપખુદ રાજસત્તા સ્થાપવા પ્રયત્ન કર્યો. પાર્લામેન્ટ તથા દેશના કાયદા વિરૂદ્ધ તેણે ઘણાં કાર્યો કર્યાં. નવા કરવેરા લીધા અને ઇજારાઓ વેચ્યા. જોરજુલમથી નાણાં ઉઘરાવ્યાં અને નજરાણાં લીધાં. વળી ધર્મમાં પણ જુલમ વર્તાવ્યો. આ બધાં કારણેને લીધે રાજા અને પ્રજા વચ્ચે ભારે મતભેદ શરૂ થયો હતો. રાજા તેમજ પ્રજાની લાગણીઓ હંમેશાં ઉશ્કેરાયેલી રહેતી હતી. તેમ છતાં તેના વખતમાં બળવો થયો નહિ તેનું મુખ્ય કારણ એ હતું કે એલિઝાબેથના સમયથીજ પ્રોટેસ્ટંટો સત્તાવાન હતા અને જેઇમ્સ તે પક્ષમાં ભળ્યો હતો. વળી જ્યાં નહિ ફાવતો ત્યાં જેઇમ્સ પ્રજાને નમી પડતો આથી તેના અમલ દરમ્યાન બળવો થયો નહિ છતાં તેના સમયમાં જે વિરોધનાં બીજ વવાયાં તેનું પરિણામ તેના પુત્ર ચાર્લ્સ ૧ લાના સમયમાં આંતરવિગ્રહ રૂપે જણાયું.

(Q 8) Write what you know about:-
(a) Sir Robert Cecil; (b) Robert Carr;
(c) George Villiers.

**(અ) સર રૉબર્ટ સેસિલ**-રૉબર્ટ સેસિલ જેઇમ્સ ૧લાનો ઇ. સ. ૧૬૦૩ થી ૧૬૧૨ સુધી સલાહકાર અને મુખ્ય પ્રધાન હતો. તેને જેઇમ્સે લૉર્ડ સેલિસબરી બનાવ્યો. તે રાજનીતિમાં નિપુણ, ચતુર અને દીર્ઘદૃષ્ટિવાળો તથા વહિવટની આવડતવાળો પ્રધાન હતો. તેના નવ વરસના અમલ દરમ્યાન રાજ્યવહિવટ સંતોષકારક રીતે ચાલ્યો. પણ જેઇમ્સ આવા શાણા પ્રધાનની સલાહ લેવાને બદલે ખુશામતીયા જુવાન મોજીલા માણસોની સલાહ પ્રમાણે વર્તતો. તેઓ રાજાને અવળે માર્ગે દોરતા હતા. પરંતુ સેસિલ ૧૬૧૨માં મરણ પામ્યો.

**(બ) રૉબર્ટ કાર**:-સેસિલનાં મરણ પછી રૉબર્ટ કાર જેઇમ્સ ૧લાનો મુખ્ય પ્રધાન અને સલાહકાર થયો. તે સ્કૉટલાંડનો વતની હતો. તે નમાલો હતો અને તેનામાં કામની આવડત ન્હોતી છતાં તેણે ચાર વર્ષ સુધી આપખુદ સત્તા ભોગવી. એની સલાહથી જેઇમ્સ પ્રજા પર નવા વધારાના કર નાંખ્યા અને ઇલ્કાબો વેચ્યા તથા ઇજારા પદ્ધતિ ચલુ કરી સ્પેન સાથે મિત્રતા રાખવાની સલાહ પણ તેણેજ આપી હતી. રાજાએ તેને 'અર્લ ઑવ રોચેસ્ટર' બનાવ્યો પરંતુ કારને પોતાની સ્ત્રી સાથે વેર થયું અને આથી તેની અપકીર્તિ થતાં જેઇમ્સે તેને બરતરફ કર્યો.

**(ક) જ્યોર્જ વિલિયર્સ**:-રૉબર્ટ કાર પછી જેઇમ્સ ૧ લાનો તે મુખ્ય સલાહકાર હતો. જેઇમ્સે તેને 'ડયુક ઑવ્ બકિંગહામ' બનાવ્યો. તે બુદ્ધિશાળી અને બહાદુર હતો. પરંતુ તે સત્તા પર આવતાં ફાવે તેમ વર્તવા લાગ્યો. તેના સમયમાં જેઇમ્સનો દરબાર નીચ, વિષયી, ઉડાઉ અને અનીતિવાન બની ગયો, અને લખલૂટ દ્રવ્યનો વ્યય થવા માંડયો. જ્યોર્જ વિલિયર્સમાં ન્હોતી મુત્સદ્દીગીરી

કે ન્હોતી આવડત. તે જેઇમ્સનો એટલો બધો માનીતો હતો કે તેની સાથે તે અયોગ્ય છુટ લેતો. જેઇમ્સનાં મરણ પછી પણ તે ચાર્લ્સ ૧લાનો બે વર્ષ સુધી સલાહકાર રહ્યો હતો. આખરે ઇ. સ. ૧૬૨૮માં તેનું ખૂન થયું.

---

## ચાર્લ્સ ૧ લો. (૧૬૨૫-૧૬૪૯)

### મુખ્ય બનાવો.

૧. ચાર્લ્સનો કારભાર અને પહેલી બે પાર્લામેન્ટો.
૨. ત્રીજી પાર્લામેન્ટ–પ્રજા હક્કની અરજી. (Petition of Rights)
૩. ચાર્લ્સનો પાર્લામેન્ટ વિનાનો રાજ્યઅમલ (૧૬૨૯–૧૬૪૦).
(અ) ચાર્લ્સના સલાહકારો–ટોમસ વેન્ટવર્થ અને લૉડ.
૪. લાંબી પાર્લામેન્ટ :—
(અ) વિરોધદર્શક પત્રિકા (Grand Remonstrance.)
(બ) વહાણવેરો (Ship Money Tax) અને જોન હેમ્પડન.
૫. આંતરવિગ્રહ. (Civil Wars)

(Q. 9) What were the relations of Charles I with his Parliament upto 1629?

રાજાની ઇશ્વરદત્ત સત્તામાં માનનાર જેમ્સ ૧ લો પોતાની માન્યતાનો વારસો ચાર્લ્સ ૧ લાને પણ આપી ગયો. આ રૂઢ માન્યતાને લીધે ચાર્લ્સ પણ આપખુદ રાજ્યવહિવટ કરવા લાગ્યો. આથી તેને વારંવાર પાર્લામેન્ટ સાથે અણબનાવ થતો અને નવી પાર્લામેન્ટ બોલાવવી પડતી

**પહેલી પાર્લામેન્ટ** (૧૬૨૫):-ચાર્લ્સ ૧ લાના અમલની શરૂઆતમાં દેશમાં પ્યુરિટનોનું જોર વિશેષ હતું પાર્લામેન્ટમાં પણ તેઓની બહુમતિ હતી છતાં ચાર્લ્સનું વલણ કેથોલિક ધર્મ પ્રત્યે

હોવાથી તેણે પ્રોટેસ્ટંટોને કેથોલિક રિવાજો પાળવા ફરજ પાડી. આથી પ્યુરિટનો તેની વિરુદ્ધ હતા. એટલામાં સ્પેન સામે લડાઇ કરવાની ચાર્લ્સને ફરજ પડી. આ લડાઈ માટે નાણાં મેળવવા તેણે ઇ. સ. ૧૬૨૫માં પહેલી પાર્લામેન્ટ બોલાવી પરંતુ તેમાં પ્યુરિટનોએ રાજાની માગણીનો વિરોધ કર્યો. તેઓએ નાણાંની થોડી રકમ તથા ટનેજ અને પઉન્ડેજનો કર ફક્ત એક વર્ષ માટે મંજુર કર્યો. વળી તેઓએ બકિંગહામના કારભાર માટે અસંતોષ જાહેર કર્યો. આથી ગુસ્સે થઇ તે પાર્લામેન્ટ ફક્ત ત્રણ માસની મુદતમાંજ ચાર્લ્સે બરખાસ્ત કરી. ત્યારબાદ તેણે કર નાંખી તથા નજરાણાં ઉઘરાવી નાણાં મેળવવા પ્રયત્ન કર્યો.

**બીજી પાર્લામેન્ટ (૧૬૨૬)** :–બળાત્કાર અને જુલમથી પણ નાણાં નહિ મેળવી શકવાથી ચાર્લ્સને ઇ સ. ૧૬૨૬ માં બીજી પાર્લામેન્ટ બોલાવવી પડી. પરંતુ એ પાર્લામેન્ટના સભાસદોએ બકિંગહામ ઉપર રાજાને ખોટી સલાહ આપવાનો આરોપ મુક્યો રાજાએ જ્યારે નાણાંની માંગણી કરી ત્યારે પાર્લામેન્ટના સભાસદોએ બકિંગહામને શિક્ષા કરવા જણાવ્યું. આથી ચાર્લ્સે આ પાર્લામેન્ટ પણ ચાર મહિનામાં બરખાસ્ત કરી

**ત્રીજી પાર્લામેન્ટ (૧૬૨૮)** :–ઇ. સ. ૧૬૨૬ માં બીજી પાર્લામેન્ટને બરખાસ્ત કર્યા પછી બે વર્ષ સુધી ચાર્લ્સે સ્વચ્છંદીપણે કારભાર ચલાવ્યો. તે દરમ્યાન તેણે નાણાં મેળવવા દેશમાં ઘણાં અયોગ્ય પગલાં લીધાં. તેણે જબરજસ્તીથી નાણાં કઢાવ્યાં અને લોકોને ફ્રાન્સ સામેનાં યુદ્ધમાં જોડાવાની ફરજ પાડી. જેઓએ ના પાડી તેઓને લશ્કરી અદાલત મારફતે શિક્ષા કરવામાં આવી. વળી તેણે હેબીઅસ કોરપસનો ધારો પણ ઉંચો મુકયો. ઇ. સ. ૧૬૨૮માં બકિંગહામનું ખૂન થયું છતાં ચાર્લ્સના વર્તનમાં ફેરફાર થયો નહિ. ચાર્લ્સે ઇ. સ. ૧૬૨૮માં ત્રીજી પાર્લામેન્ટ બોલાવી. આ પાર્લામેન્ટમાં ઘણા દેશાભિમાની અને શૂરવીર સભ્યો ચુંટાઇ આવ્યા હતા. તેઓએ એક પ્રજાહકની અરજી

(Petition of Rights) ઘડી કાઢી. આ હક્કોની અરજી પર ચાર્લ્સ સહી કરે નહિ ત્યાં સુધી તેઓએ નાણાં મંજુર કરવા ના પાડી. નાણાંની ભીડને લીધે ચાર્લ્સે ન છુટકે તે અરજી પર સહી કરી. પણ તેમાં આપેલાં વચનો પ્રમાણે ચાર્લ્સ વર્ત્યો નહિ. તે સામે પાર્લામેન્ટે વિરોધ કર્યો. ચાર્લ્સે કેટલાક આગેવાનોને કેદ કર્યા અને પાર્લામેન્ટ બરખાસ્ત કરી.

## (Q. 10) Describe Charles I's rule without Parliament from 1629-1640.

ઈ. સ. ૧૬૨૮ માં મળેલી ત્રીજી પાર્લામેન્ટે ચાર્લ્સ ૧ લા પાસે પ્રજા હક્કની અરજી પર સહી કરાવી લીધી હતી. તેમ છતાં તેની કલમોનો ભંગ કરી તે પાર્લામેન્ટની સંમતિ વિના ટનેજ અને પાઉન્ડેજના કરો ઉઘરાવવા લાગ્યો. પાર્લામેન્ટે આનો વિરોધ કર્યો એટલે તેણે એ ત્રીજી પાર્લામેન્ટ ઈ. સ. ૧૬૨૯ માં બરખાસ્ત કરી. ત્યાર પછી ૧૧ વર્ષ (૧૬૨૯-૧૬૪૦) સુધી તેણે સ્ટ્રેફર્ડ અને લૉડ નામના પ્રધાનોની સલાહ મુજબ આપખુદ અમલ ચલાવ્યો. તે દરમ્યાન તેણે પ્રજા વિરૂદ્ધ નીચેનાં કાર્યો કર્યાં :-

(૧) પિમ, ઈલિયટ વિગેરે પાર્લામેન્ટના આગેવાનોને કેદ કર્યા. (૨) ટનેજ, પાઉન્ડેજ, નજરાણાં વિગેરેથી નાણાં ભેગાં કર્યાં. (૩) જકાત વધારી અને દરરોજની ઉપયોગી વસ્તુઓના ઈજારાઓ વેચ્યા. (૪) પદવીઓ વેચી અને નહિ સ્વીકારનારને દંડ કર્યા (૫) ફ્યુડલ પદ્ધતિની માફક તેણે લોકો પર કર નાંખ્યા (૬) આખા દેશમાંથી વહાણ વેરો લેવા માંડયો (૭) સ્ટાર ચેમ્બર અને હાઇ કમીશન જેવી જુલમી અદાલતો ચાલુ કરી (૮) સ્ટ્રેફર્ડની સલાહ પ્રમાણે આયર્લાંડમાં લોકમતની પરવા ન કરતાં લશ્કરી જોર ઉપર 'થરો' પદ્ધતિથી શાંતિ સ્થાપી. આથી આયર્લાંડના લોકોમાં અસંતોષ થયો (૯) લૉડ નામે ચાર્લ્સનો એક ધાર્મિક સલાહકાર હતો. તેની સલાહ પ્રમાણે ચાર્લ્સે સ્કોટલાંડના પ્યુરિટનો ઉપર જુલમ ગુજાર્યો. આથી પ્યુરિટનોએ એક

રાષ્ટ્રિય સંઘ સ્થાપ્યો અને ચાર્લ્સની વિરૂદ્ધ થવાને નક્કી કર્યું. આમ સ્કોટલાંડના લોકોમાં પણ અસંતોષ થયો.

આ કારણોને લીધે દેશમાં આંતરવિગ્રહ શરૂ થયો તેમાં છેવટે લોક પક્ષનો વિજય થયો અને ચાર્લ્સને ફાંસીને માચડે ચઢવું પડયું.

(Q. 11) Give a short account of the doings of the Long Parliament.

અગીઆર વર્ષ સુધી આપખુદ અમલ ચલાવ્યા પછી ચાર્લ્સ ૧ લાને સ્કોટલાંડ સાથે યુદ્ધ કરવા નાણાંની જરૂર પડી. તેથી ઇ. સ. ૧૬૪૦ માં તેણે ચોથી પાર્લામેન્ટ બોલાવી આ પાર્લામેન્ટ ઇ સ. ૧૬૬૦ સુધી ચાલુ રહી તેથી તેને **લાંબી પાર્લામેન્ટ** કહે છે. આ પાર્લામેન્ટે નીચે પ્રમાણે કાર્યો કર્યાં.

(૧) સ્ટ્રેફર્ડ અને લૉડ ઉપર અમીર મંડળમાં કામ ચલાવી તેમને ફાંસી દીધી

(૨) સ્ટાર ચેમ્બર, કાઉન્સીલ ઑવ્ નોર્થ અને હાઇ કમીશન જેવી અદાલતો બંધ કરી.

(૩) દેશભક્તોને કેદમાંથી છૂટા કર્યા.

(૪) વહાણવેરો તથા ટનેજ અને પાઉન્ડેજના કર ગેરકાયદેસર ઠરાવ્યા.

(૫) રાજા પાર્લામેન્ટને તેની સંમતિ વિના બરખાસ્ત કરી શકે નહિ એમ ઠરાવ્યું.

(૬) પાર્લામેન્ટ દર ત્રણ વરસે મળવીજ જોઇએ એમ નક્કી કર્યું.

(૭) રાજા પાર્લામેન્ટની સંમતિ વિના ન્યાયાધિશોને કાઢી શકે નહિ

પાર્લામેન્ટે ઉપર મુજબનાં જરૂરી કાર્યો એકાદ વર્ષની મુદતમાં કર્યાં, એ વખતે દેશમાં ધાર્મિક ઝઘડો ઉપસ્થિત થયો. પ્રોટેસ્ટંટો પ્યુરિટન પંથ નાબુદ કરવા ઇચ્છતા હતા. આથી પાર્લામેન્ટના સભ્યોમાં બે પક્ષ પડયા. આ સમયે આયર્લાંડમાં બંડ થયું. તેમાં પ્રોટેસ્ટંટોની કતલ કરવામાં આવી. આ નીતિની વિરૂદ્ધ પીમે ઇ. સ. ૧૬૪૧ માં પાર્લામેન્ટમાં ગ્રેન્ડ રીમોન્સ્ટ્રન્સનો ઠરાવ પસાર કર્યો. તેમાં ચાર્લ્સનાં જુલમી

કાર્યોની નોંધ કરવામાં આવી. કેથેલિક સભ્યો ચાર્લ્સની તરફેણમાં હતા. તેઓએ આનો વિરોધ કર્યો. પાર્લામેન્ટમાં બે પક્ષ પડી ગયા. ક્રોમવેલ રાજસત્તાનો વિરોધી હતો. તેણે ચાર્લ્સના પક્ષના સભ્યોને પાર્લામેન્ટમાંથી કાઢી મૂક્યા અને અમીર મંડળ બંધ કર્યું. આમ સભામાં હવે ૫૩ સભ્યો બાકી રહ્યા તેથી આ પાર્લામેન્ટ **રમ્પ પાર્લામેન્ટ** કહેવાય. એ પાર્લામેન્ટે ઇ. સ. ૧૬૪૯ માં ચાર્લ્સ ૧ લાને રાજદ્રોહી ઠરાવી ફાંસી દીધી. અને ઇંગ્લાંડમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી. ક્રોમવેલે બાજા વિરોધી સભ્યોને હાંકી કાઢ્યા. ક્રોમવેલ પછી તેના પુત્ર રીચર્ડે રાજસત્તા સૈન્યના અધિકારીઓને સોંપી દીધી. સેનાપતિ મંક આ પાર્લામેન્ટમાં નવી ચુંટણી કરવાનો ઠરાવ પસાર કર્યો અને લાંબી પાર્લામેન્ટ પોતાની મેળેજ વિસર્જન થઇ.

(Q. 12) Write what you know about:-
(1) Thomas Wentworth (Earl of Strafford);
(2) Laud.

**ટોમસ વેન્ટવર્થ:**—યોર્કશાયરના એક ધનવાન કુટુંબમાં તે જન્મ્યો હતો. પાર્લામેન્ટમાં દાખલ થયા પછી પ્રજાપક્ષમાં તે જોડાયો અને પ્રજા હકની અરજી પસાર કરાવવામાં તેણે આગળ પડતો ભાગ લીધો. બકિંગહામનાં ખૂન પછી તે ચાર્લ્સ ૧ લાનો મુખ્ય સલાહકાર થયો. ચાર્લ્સે તેને અર્લ ઑફ સ્ટ્રેફર્ડ બનાવ્યો. તેને રાજસત્તા માટે માન હતું અને અનિયંત્રિત રાજ્યસત્તામાં તે માનતો હતો. આથી તેણે ચાર્લ્સને અયોગ્ય કામો કરવામાં મદદ કરી. ઇ. સ. ૧૬૩૨ માં ચાર્લ્સે તેને આયર્લાંડનો લોર્ડ ડેપ્યુટી બનાવ્યો. ત્યાં તેણે આઇરિશ કેથોલિકોની જમીન પડાવી લઇને ઇંગ્લાંડથી આવી વસેલા પ્રોટેસ્ટંટોને આપી દીધી. રાજ્યસત્તા ઉપર અંકુશ મૂકનાર કાયદા અને રિવાજને ન ગણકારતાં સ્થાયી લશ્કરની મદદથી સામે થનારને દાબી દેવાની તેની 'થરો' નામની આયર્લાંડમાં રાજ્યનીતિ હતી. આથી આયર્લાંડના લોકો તેને ધિક્કારતા હતા. સ્કોટલાંડમાં બંડ થવાથી ચાર્લ્સે તેને

આયર્લાંડથી બોલાવ્યો. તેણે પાર્લામેન્ટ બોલાવવાની સલાહ આપી. પરંતુ આ લાંબી પાર્લામેન્ટે તેના ઉપર કામ ચલાવ્યું અને તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી

લૉડ:—ચાર્લ્સ ૧લાને ધાર્મિક બાબતમાં સલાહ આપનાર વિલિયમ લૉડ હતો તે પ્રથમ ઑક્સફર્ડની સેંટ જોન્સ કોલેજનો પ્રેસિડન્ટ હતો ઇ સ. ૧૬૨૮ માં તે બિશપ ઑવ્ લંડન થયો અને પાંચ વર્ષમાં તે કેન્ટરબરીનો આર્ચબિશપ થયો. તે ચુસ્ત એપિસ્કોપેલિઅન પંથનો હતો અને તેજ ધર્મ શ્રેષ્ઠ છે માટે બધાએ તે પાળવોજ જોઇએ એમ તે માનતો અને તેમ કરવાને તે પગલાં ભરતો. પ્યુરિટનો પ્રત્યે તેણે સખત પગલાં લીધાં. ધાર્મિક બાબતોમાં ચાર્લ્સની વિરૂદ્ધ જનારને હાઇ કમીશન કોર્ટ મારફતે, અને રાજકીય બાબતોમાં વિરૂદ્ધ જનારને સ્ટાર ચેમ્બર કોર્ટ મારફતે તે સજા કરાવતો. તે વખતે સ્કોટલાંડના લોકો પ્રેસ્બીટેરિયન પંથના હતા. તેમનાં દેવળોમાં અમાન્ય એવું પુસ્તક વાંચવાની ફરજ પાડવાથી અને દેવળોમાં એંગ્લિકન ધર્મશિક્ષકોની નિમણુક થવાથી સ્કોટલાંડના લોકોએ વિરોધ કર્યો, અને પોતાના ધર્મનું રક્ષણ કરવા એક ધાર્મિક રાષ્ટ્રિય સંઘ (National Government) સ્થાપ્યો. આ વિરોધમાંથી બળવો જાગ્યો. તેઓ સામે લડતાં ચાર્લ્સ હારી ગયો. આખરે લાંબી પાર્લામેન્ટે લૉડની ઉપર કામ ચલાવ્યું અને તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી.

(Q. 13) Write short notes on :—

(a) Petition of Rights; (b) Ship Money Tax; (c) Grand Remonstrance.

**(અ) પ્રજા હક્કની અરજી** (Petition of Rights):— ચાર્લ્સ ૧લાને નાણાં બાબતે લીધે ઇ. સ. ૧૬૨૮ માં ત્રીજી પાર્લામેન્ટ બોલાવવી પડી. આ પાર્લામેન્ટમાં પીમ, ઇલિયટ, ક્રોમવેલ વિગેરે ઉત્સાહી આવ્યો હતા. તેઓએ પ્રજા હકકની અરજી ઘડી કાઢી અને નાણાં મંજુર

કરતાં પહેલાં ચાર્લ્સ પાસે આ અરજી સહી કરવા માટે રજુ કરી. ચાર્લ્સ જાણતો હતો કે આ અરજી મંજુર કરવાથી "રાજાના ઇશ્વરદત્ત હક્ક"નો સિદ્ધાંત નષ્ટ થાય છે. છતાં નાણાંની અતિશય જરૂરને લીધે તેને એ અરજી પર સહી કરવી પડી. ચાર્લ્સે આ અરજી પર સહી આપી એટલે સિદ્ધાંતની દ્રષ્ટિએ પાર્લામેન્ટનો વિજય થયો, જો કે વાસ્તવિક રીતે તો ચાર્લ્સે એ અરજીની કલમોનો તુરત ભંગ કર્યો. એ અરજીની મુખ્ય કલમો નીચે પ્રમાણે હતી :—

(૧) પાર્લામેન્ટની સંમતિ સિવાય રાજા અયોગ્ય રીતે નાણાં મેળવી શકે નહિ.

(૨) કારણ જણાવ્યા વગર રાજા કોઇપણ માણસને કેદ કરી શકે નહિ.

(૩) શાંતિના સમયમાં દેશમાં લશ્કરી કાયદો અમલમાં મુકી શકાય નહિ.

(૪) લશ્કરના સિપાઇઓને ઘરમાં રાખવાની અને તેમને ખોરાક પુરો પાડવાની સામાન્ય પ્રજાને ફરજ પાડી શકાય નહિ

ઉપર મુજબની કલમો જોતાં એ અરજી મેગ્નાકાર્ટા પછીનો અંગ્રેજ પ્રજાના હક્કનો બીજો મહાન પટો કહી શકાય. જો એ અરજીની કલમો મુજબ ચાર્લ્સ વર્ત્યો હોત તો દેશ ખરેખર આંતરવિગ્રહમાંથી જરૂર બચી જાત.

(ખ) વહાણ વેરો ( Ship Money Tax ):—ઇ. સ. ૧૬૩૪ માં ફ્રાન્સ અને સ્પેન વચ્ચે સુલેહ થઇ. આથી ચાર્લ્સ ૧લાને તેઓની બીક લાગી. પોતાનાં રાજ્યની સલામતી માટે તેણે એક નૌકાસૈન્ય તૈયાર કરવા નિશ્ચય કર્યો. અગાઉ એવો ધારો હતો કે લડાઇના વખતમાં દરિયાકિનારાનાં ગામો તથા શહેરોનું રક્ષણ કરવું પડે તે માટે વહાણોનો ખર્ચ ત્યાં રહેતા લોકોએ આપવો. પરંતુ આ ધારો લાંબા વખતથી અમલમાં ન્હોતો. ઇ. સ. ૧૬૩૪ માં ચાર્લ્સે તે ધારો ફરીથી ચાલુ કર્યો અને દરિયા કિનારાનાં ગામો અને શહેરો ઉપર વહાણવેરો

નાંખ્યો. અને બીજેજ વર્ષે તેણે એવું ફરમાન કાઢ્યું કે આ વહાણવેરો દરિયાકિનારા તેમજ દેશની માંહેના સઘળા લોકોએ આપવો. વળી આ કર સુલેહશાંતિના સમયમાં નાંખવામાં આવ્યો. એટલે લોકોએ તેને અયોગ્ય કર જણાવી તેનો વિરોધ કર્યો. આ વિરોધ કરવા એક બકિંગહામ પરગણાનો ધનવાન જોન હેમ્પડન ઉભો થયો. તેને ફક્ત ૨૦ શિલિંગ વહાણવેરો ભરવાનો હતો છતાં તેનો તેણે વિરોધ કર્યો તેને સ્ટાર ચેમ્બર કોર્ટમાં ઉભો કરવામાં આવ્યો આખરે સાત વિરૂદ્ધ પાંચ ન્યાયાધિશોએ હેમ્પડને કર ભરવોજ જોઇએ એમ જાહેર કર્યું. આથી લોકોની લાગણી ચાર્લ્સની વિરૂદ્ધ ઘણીજ ઉશ્કેરાઇ ગઇ.

(ક) વિરોધદર્શક પત્રિકા (Grand Remonstrance) :– ચાર્લ્સ ૧લાની તરફેણમાં પ્રજામત ઢળતો હતો તેવામાં આયર્લાંડમાં બંડ થયું. તેમાં ચાર્લ્સનો હાથ હોવાની બીના બહાર આવી. આથી ઈ. સ. ૧૬૪૧ માં પાર્લામેન્ટ મળી તેમાં રાજ્યવહીવટ ઉપર ખરો અંકુશ રાજાનો કે પાર્લામેન્ટનો એ વાતનો નિકાલ કરવા કેટલાક આગેવાનોએ નિશ્ચય કર્યો. આ માટે પિમની આગેવાની હેઠળ એક મોટું વિરોધપત્રક (Grand Remonstrance) તૈયાર કરવામાં આવ્યું. આ પત્રકમાં ચાર્લ્સનાં તમામ ગેરકાયદેસર કૃત્યોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો વળી તેમાં સાફ જણાવવામાં આવ્યું હતું કે રાજાની તેમજ તેના સલાહકારોની નીતિમાં પાર્લામેન્ટને વિશ્વાસ નથી. પાર્લામેન્ટને જે સુધારાઓ જોઇતા હતા તેની નોંધ પણ તેમાં કરવામાં આવી હતી. પ્રધાનો, સલાહકારો તેમજ ધર્માધ્યક્ષોની નિમણુક પાર્લામેન્ટની સંમતિ વિના રાજાએ કરવી નહિ એમ તેમાં જણાવ્યું હતું. વળી તેમાં કેટલાક ધાર્મિક સુધારાઓ માટેની સૂચનાઓ પણ આપવામાં આવી હતી. આ ધાર્મિક સુધારાઓની બાબતમાં પાર્લામેન્ટમાં બે પક્ષ પડયા. આથી આ વિરોધપત્રક ફક્ત અગિઆર મતોની બહુમતિથી પસાર કરવામાં આવ્યું. ચાર્લ્સે આ પત્રકની અવગણના કરી અને પરિણામે આંતરવિગ્રહ ફાટી નીકળ્યો.

(Q. 14) What were the chief points of dispute between Charles I and his Parliament which brought about the Civil War of 1642?

Or

Give the causes of the Civil War in England.

ઈંગ્લાંડમાં ઇ. સ. ૧૬૪૨ માં થયેલા આંતરવિગ્રહ (Civil Wars)નું મુખ્ય કારણ તો રાજા અને પ્રજાના હકકનું હતું. રાજાના ઇશ્વરદત્ત હકકના સિદ્ધાંતમાં ચુસ્તપણે માનનાર ચાર્લ્સ ૧ લો પાર્લામેન્ટની અવગણના કરી પોતાનો આપખુદ અમલ ચલાવવા પ્રયત્ન કરતો હતો જ્યારે પાર્લામેન્ટ પોતાના હકો રાજા પાસે કબુલાવી રાજસત્તા નિયંત્રિત કરવા ઇચ્છતી હતી. પરંતુ ચાર્લ્સ ૧ લો જક્કી અને અવિશ્વાસુ સ્વભાવનો હતો. પોતાના અમલની શરૂઆતમાંજ તેણે પાર્લામેન્ટની સંમતિ વગર ટનેજ અને પાઉન્ડેજ કરો લેવા માંડયા. વળી પાર્લામેન્ટે સ્પેન સામે લડવાને મંજુર કરેલાં નાણાં તેણે યુરોપનાં પ્રોટેસ્ટંટ રાજ્યો સામે લડવામાં વાપર્યાં. તે વખતે ચાર્લ્સનો સલાહકાર બકિંગહામ હતો. પાર્લામેન્ટે બકિંગહામ પર કામ ચલાવવા નક્કી કર્યું ત્યારે ચાર્લ્સે પાર્લામેન્ટ બરખાસ્ત કરી. ત્યાર પછી ઈ. સ. ૧૬૨૮ માં બીજી પાર્લામેન્ટ મળી. તે વખતે પ્રજા તરફથી પ્રજા હકકની અરજી રજુ કરવામાં આવી. નાણાંભીડને લીધે ચાર્લ્સે તે અરજી પર સહી આપી. આ અરજીમાં રાજસત્તા મર્યાદિત કરવાની કેટલીક કલમો હતી. આ અરજીથી ઇંગ્લાંડમાં નિયંત્રિત રાજસત્તા સ્થાપવાનો પ્રયાસ કરવામાં આવ્યો. પરંતુ ચાર્લ્સે તરતજ તે અરજીની કલમોનો ભંગ કર્યો. લશ્કરની મદદથી તેણે આપખુદ અમલ ચલાવવા માંડયો અને તે પ્રજા પાસેથી અયોગ્ય કર ઉઘરાવવા લાગ્યો. આ વખતે બંને પક્ષ વચ્ચે સમાધાન કરવા પાર્લામેન્ટના પીમ અને ઇલિયટ જેવા આગેવાનોએ પ્રયત્ન કર્યો પણ ચાર્લ્સે આ પાર્લામેન્ટ પણ બરખાસ્ત કરી. પછી ઈ સ ૧૬૨૯ થી ૧૬૪૦ સુધી પાર્લામેન્ટ બોલાવ્યા સિવાય તેણે પોતાનો આપખુદ અમલ ચલાવ્યો. આ સમય

દરમ્યાન તેણે દેશમાંથી ફરજીયાત કરજ, નજરાણાં, ઇજારા, વહાણવેરો વગેરે અયોગ્ય કરો લઇ નાણાં ભેગાં કર્યાં અને એ કરનો વિરોધ કરનારા હેમ્પડન જેવા લોકપક્ષના આગેવાનને કેદ કર્યા. વળી તેણે લૉડ નામના ધાર્મિક સલાહકારની મદદથી કેથોલિકોને છૂટ આપી અને પ્યુરિટનો સામે કડક કાયદાઓ ઘડયા. લૉડના આ ધાર્મિક જુલમથી સ્કૉટલાંડના લોકોમાં અસંતોષ જાગ્યો અને તેઓ ચાર્લ્સની સામે યુદ્ધ કરવા ઉશ્કેરાયા. વળી આયર્લાંડમાં પણ સ્ટ્રેફર્ડની 'થરો' રાજ્યનીતિ અને લશ્કરી અમલથી લોકો અસંતોષ પામ્યા હતા. આ કારણોને લીધે પ્રજામાં આંતરવિગ્રહનો અગ્નિ ધુંધવાઇ રહ્યો હતો. તે સમયે ધાર્મિક કારણોને લીધે પાર્લામેન્ટમાં બે પક્ષો પડયા. પોતાની વિરૂદ્ધ પક્ષના પીમ, હેમ્પડન વિગેરે પાંચ નેતાઓને પકડવા ચાર્લ્સે પ્રયત્ન કર્યો પણ તેઓ નાસી ગયા. ચાર્લ્સનું આ અસાધારણ પગલું એ આંતરવિગ્રહનું તાત્કાળિક કારણ બન્યું. હવે રાજા અને પ્રજાએ લડાઇ માટે તૈયારી કરવા માંડી અને પરિણામે ઇ. સ. ૧૬૪૨ માં આંતરવિગ્રહ ફાટી નીકળ્યો.

## રાજ્યરક્ષક ઓલિવર ક્રોમવેલ (૧૬૪૯-૧૬૫૮)

### મુખ્ય બનાવો

૧ આંતરવિગ્રહના મુખ્ય બનાવો.

૨ ક્રોમવેલ રાજ્યરક્ષક તરીકે.

(અ) ઇન્સ્ટ્રુમેન્ટ ઑવ્ ગવર્નમેન્ટ.

૩ ક્રોમવેલની રાજ્યવ્યવસ્થા.

૪ ક્રોમવેલની પરદેશનીતિ.

૫ ક્રોમવેલનું મૃત્યુ–૧૬૫૮.

(Q. 15) Briefly describe the events of the Civil War.

ચાર્લ્સ ૧ લાએ પીમ વિગેરે પાંચ આગેવાનોને કેદ પકડવા પ્રયત્ન કર્યો એ આંતરવિગ્રહનું તાત્કાળિક કારણ બન્યું. ૭ મહિનામાં બે પક્ષો બંધાઈ ગયા. રાજાના પક્ષમાં અમિર ઉમરાવો, એપિસ્કોપેલિયન પંથના અનુયાયીઓ તથા ઇંગ્લંડના પશ્ચિમ બાજુનાં પરગણાંઓ રાજાના પક્ષમાં ભળ્યાં અને પૂર્વ તરફનાં પરગણાંઓ તથા સામાન્ય વર્ગના લોકો અને પ્યુરિટનો પ્રજા પક્ષમાં ભળ્યા. ફ્રાન્સની મદદ મેળવવા ચાર્લ્સે રાણીને ઝવેરાત લઇને ફ્રાંસ મોકલી દીધી. રાજપક્ષનાં માણસો Cavaliers અને પ્રજા પક્ષના Round Heads કહેવાવા લાગ્યા. સંપૂર્ણ તૈયારી થઇ રહેતાં પાર્લામેન્ટે રાજાને ફરમાવ્યું કે લશ્કરનો કબજો તેણે પર્લામેન્ટને સોંપી દેવો. ચાર્લ્સે આ ફરમાનનો વિરોધ કર્યો. છતાં લશ્કરે પાર્લામેન્ટનું ફરમાન માન્ય રાખ્યું. ચાર્લ્સ હલ તરફ ગયો પણ ત્યાંના કિલ્લામાં તેને દાખલ કરવામાં આવ્યો નહિ. આખરે ચાર્લ્સની મદદે તેનો ભાણેજ પ્રિન્સ રૂપર્ટ આવ્યો. પ્રજાપક્ષનો સેનાધિપતિ ઇસેક્સ થયો. ચાર્લ્સ નોટિંગહામ પહોંચ્યો અને લડાઇ જાહેર કરી ઇ. સ. ૧૬૪૨.

ઇસેક્સ નોટિંગહામ ગયો પણ લડાઈ કરી નહિ. આખરે બન્ને પક્ષ વચ્ચે એજહિલ આગળ યુદ્ધ થયું તેમાં ઇસેક્સ હારી ગયો ઇ. સ. ૧૬૪૩. આ સમયે સ્કોટ લોકોને પાર્લામેન્ટે ધર્મના રક્ષણનું વચન આપ્યું અને તેઓની મદદ મેળવી. હવે ઓલિવર ક્રોમવેલ પોતાના કવાયતી લશ્કર સાથે પ્રજાપક્ષનો નેતા બન્યો. ઇ. સ. ૧૬૪૪ માં માર્સ્ટનમૂર આગળ લડાઇ થઇ તેમાં પ્રજાપક્ષનો વિજય થયો. આ સમયે ક્રોમવેલે ચાર્લ્સની આગળ સંધીની કેટલીક ઉદાર શરતો રજુ કરી પણ તેણે તે સ્વીકારી નહિ. આથી ગુસ્સે થઇ ક્રોમવેલે રાજા પર કામ ચલાવવા એક કમિટિ નીમી તે કમિટિએ ચાર્લ્સ ઉપર રાજદ્રોહનો આરોપ મુક્યો અને તેને દેહાંત દંડની સજા કરી. આથી ઇ. સ. ૧૬૪૯ ના જાન્યુઆરિની ૩૦ મી તારીખે ચાર્લ્સનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

(Q. 16) Write what you know about Cromwell (a) as a man, (b) as a warrior and c) as a ruler.

Or

Show how Cromwell rose into power. Analyse his system of Government.

(अ) ક્રોમવેલ–માણસ તરીકે:–હંટિંગ્ડન પરગણાના આ મહાપુરૂષનો જન્મ ઇ. સ. ૧૫૯૯ માં થયો હતો. તેનો ધંધો ખેતીનો હોવાથી તેણે નિશાળ કે કોલેજમાં વધુ અભ્યાસ કર્યો ન્હોતો. તે ચુસ્ત પ્યુરિટન પંથનો હતો. આથી પ્યુરિટનો સામે રાજાના જુલમની વિરૂધ્ધ થવા તે ઇ. સ. ૧૬૨૮ માં પાર્લામેન્ટમાં સભ્ય તરીકે દાખલ થયો. પ્રજા હક્કની અરજી વખતે તે પાર્લામેન્ટમાં હતો. તારાગૃહ અદાલત અને રાજાનાં બીનજવાબદાર વર્તન ઉપર તે કડક ટીકા કરતો. તે સાચો દેશભક્ત હતો રાજા પ્રજા વચ્ચેનો વિગ્રહ ફાટી નીકળતાં તે લોકપક્ષમાં જોડાયો. આ રીતે તે ધર્મ અને દેશ માટે મરી ફીટવા તૈયાર હતો. રાજાની સામે થવામાં તેનો હેતુ જુલ્મી રાજાને પ્રજામતનો પરચો બતાવવાનો હતો. તે સ્વભાવે ચતુર, ઝનુની અને દૃઢ હતો.

(ब) ક્રોમવેલ—લડવૈયા તરીકે:—ઇ સ. ૧૬૪૨ માં આંતર-વિગ્રહ ફાટી નીકળ્યો. પરંતુ શરૂઆતમાંજ પ્રજાપક્ષની હાર થવા માંડી. દેશના શૂરવીર સેનાપતિઓ મરાયા. આ સમયે ક્રોમવેલ સેનાપતિ તરીકે બહાર આવ્યો. નાનપણમાં લશ્કરી તાલીમ મળી ન્હોતી છતાં તે મોટો સેનાપતિ થઇ શકયો. પોતાની ચતુરાઇથી તેણે શોધી કાઢ્યું કે પ્રજાપક્ષનાં લશ્કરને જો તાલીમ આપવામાં આવે તો જરૂર તેની જીત થાય. આથી તેણે ધર્મભેદ રાખ્યા સિવાય પરમેશ્વરથી બીતા અને તેનામાં શ્રદ્ધા રાખનારા માણસોને ભેગા કરી લશ્કરી તાલીમ આપવા માંડી. આ સિપાઇઓ વજ્રદેહી (Iron Sides) કહેવાયા. તેણે પાર્લામેન્ટને જણાવ્યું કે લશ્કરી રચના નવીન પ્રકારે કરવાની જરૂર છે. આથી સ્વાર્થત્યાગનો કાયદો (Self-denying Ordinance)

પસાર કરવામાં આવ્યો. અને લશ્કરમાં કુશળ અને અનુભવી સેનાપતિઓ નીમવામાં આવ્યા. આ નવાં લશ્કરની મદદથી ક્રોમવેલે તરતજ જીત મેળવવા માંડી. માર્સ્ટનમૂર, નેઈઝબી, ડનબાર અને વુસ્ટર આગળ તેણે જીત મેળવી. તેણે ચાર્લ્સ સાથે સંધિ કરવા શરતો રજુ કરી. પણ ચાર્લ્સે તેનો સ્વિકાર કર્યો નહિ. આથી પાર્લામેન્ટના કેટલાક સભ્યોએ ચાર્લ્સની સામે કામ ચલાવ્યું અને તેને દેહાંત દંડની શિક્ષા કરી. આજ સભ્યોએ ક્રોમવેલને રાજ્યરક્ષક નીમ્યો. આથી સ્કોટલાંડ અને આયર્લાંડમાં બંડ થયાં પણ ક્રોમવેલે તે તરતજ સમાવી દીધાં.

**(ક) ક્રોમવેલ—રાજ્યકર્તા તરીકે**—રાજ્યરક્ષક થયા પછી ક્રોમવેલે રમ્પ પાર્લામેન્ટ બરખાસ્ત કરી અને સઘળી સત્તા પોતાના હાથમાં લીધી. તેણે હોલંડ અને સ્પેન વિરૂદ્ધ લડાઇ કરી તેનો પરાજય કર્યો. આ રીતે તેણે યુરોપમાં ઇંગ્લાંડની પ્રતિષ્ઠા વધારી. નૌકાયનનો કાયદો પસાર કરી તેણે દેશના વેપારને ઉત્તેજન આપ્યું. ખેતી અને શિક્ષણ માટે પણ તેણે ઘટતું કર્યું. પરંતુ તેના ધાર્મિક પ્યુરિટન વિચારોને લીધે લોકોને વેઠવું પડયું. તેને મોજશોખ પસંદ નહિ હોવાથી તેણે તે બધાં અટકાવ્યાં. છતાં ધાર્મિક બાબતોમાં તેણે માથું માર્યું નહિ. વળી ન્યાયખાતામાં પણ તેણે સુધારા કરી ગરીબ ખેડુતોના મુશ્કેલીઓ દૂર કરી. તેણે એક ખાસ હુકમ કાઢી ઇંગ્લાંડ અને સ્કોટલાંડને જોડી દીધાં.

આટલું છતાં એમ કહી શકાય કે સૈનિક તરીકે ક્રોમવેલની જે જવલંત કારકીર્દી હતી તે રાજ્યકર્તા તરીકે ન્હોતી. તેનાં કેટલાંક કૃત્યો ઘણાં દુષ્ટ હતાં. ચાર્લ્સ ૧લાનો વધ કર્યો એ ક્રુરતાની પરિસીમા હતી. આથી પ્રજાજનોની લાગણી દુ:ખાઇ હતી. વળી તેના પ્યુરિટન વિચારોને લીધે લોકોના આનંદ ઉત્સવોનો તેણે અટકાવ કર્યો. આથી પ્રજાની સ્વતંત્રતા કચડાઇ ગઈ. આ ઉપરથી ખરેખર એમ કહી શકાય કે જે ક્રોમવેલ પ્રજાની સ્વતંત્રતા માટે આપખુદ અને જુલમી ચાર્લ્સની સામે લડયો તેજ ક્રોમવેલ રાજ્યસત્તા મળતાં પોતેજ આપખુદ બન્યો.

**(Q. 17) Describe the Foreign Policy of Cromwell.**

**Or**

**How did Cromwell raise the honour of England abroad ?**

ઓલિવર ક્રોમવેલની પરદેશનીતિ ( Foreign Policy ) તેની આંતરનીતિ ( Home Policy ) કરતાં વધારે સફળ અને યશસ્વી હતી. ઇલિઝાબેથના સમય પછી યુરોપમાં ઇંગ્લાંડની પ્રતિષ્ઠા નાશ પામી હતી. આ સ્થિતિ ફેરવી નાંખી ક્રોમવેલે ઇંગ્લંડને ફરીથી કીર્તિની ટોચ પર પહોંચાડ્યું. હવે યૂરોપનાં બધાં રાજ્યો ક્રોમવેલથી ડરવા લાગ્યાં અને તેની મૈત્રી શોધવા તત્પર થઇ ગયાં. હોલંડને હરાવી ક્રોમવેલ દરિઆઇ સત્તા ઇંગ્લાંડના હાથમાં લાવ્યો, આથી ઇંગ્લાંડની ખ્યાતિ બધા દેશમાં ફેલાઇ. કેથોલિક રાજ્યોની સામે થવાને તેણે ઇંગ્લાંડ, સ્વીડન, ડેન્માર્ક અને નેધર્લાંડનાં પ્રોટેસ્ટંટ રાજ્યોનો એક સંઘ સ્થાપ્યો. તેણે સ્પેન સાથે યુદ્ધ કરી નેધર્લાંડમાં સ્પેનની સત્તા રદ કરી. તેણે સ્પેનનો જમૈકા ટાપુ જીતી લીધો અને સ્પેન અને હોલંડના પરદેશ સાથેના વેપારમાં ભાગ પડાવ્યો. વળી તેના વખતમાં બાર્બરીના ચાંચિયાઓનો નાશ કરવામાં આવ્યો અને તેથી વેપાર નિર્ભય થયો. ક્રોમવેલે ઇ. સ. ૧૬૫૮ માં ડંકર્ક શહેર લીધું. આ જોતાં ક્રોમવેલની પરદેશનીતિ ઘણીજ ફતેહમંદ નીવડી અને ઇંગ્લાંડની પ્રતિષ્ઠા વધી

(Q. 18) Describe the circumstances by which Cromwell became the ruler and form an estimate of his rule.

Or

**How was England governed after the execution of Charles I ?**

**Or**

**What were Cromwell's aims and how far did he secure them?**

**Or**

**How did Cromwell become the Protector? How did he use his powers?**

લાંબી પાર્લમેન્ટમાં જ્યારે વિરોધપત્રક (Grand Remonstrance) રજુ થયું ત્યારે તેના સભ્યોમાં ધાર્મિક બાબતમાં બે પક્ષ પડી ગયા. તેમાંનો એક પક્ષ રાજાના પક્ષમાં ભળ્યો હતો. આંતરવિગ્રહ પછી એ પ્રેસ્બિટેરિયન પક્ષના સભ્યોને પ્રાઇડની મદદથી ક્રોમવેલે સભામાંથી હાંકી કાઢ્યા. ત્યાર પછી જે બાકી રહ્યા તે સભ્યોની લોકસભા રમ્પ પાર્લામેન્ટ નામે ઓળખાઇ. તે સભાએ ચાર્લ્સ ૧લાને દેશદ્રોહી ઠરાવી ફાંસી દીધી. પણ ક્રોમવેલને રમ્પ પાર્લામેન્ટની મદદથી રાજ્ય કરવાનો વિચાર ન હતો. આથી તેણે તે સભા બરખાસ્ત કરી. ત્યાર પછી તેણે થોડાક સભ્યોની એક બીજી સભા બોલાવી જે બેરબોન પાર્લામેન્ટ તરીકે ઓળખાઇ. આનાથી પણ ક્રોમવેલને સંતોષ થયો નહિ. આથી રાજ્ય ચલાવવા એક ૪૧ માણસની કમિટિ "Council of State" નીમવામાં આવી. આ કમિટિએ દેશનો રાજ્યકારભાર બંધારણપૂર્વક ચાલે તે માટે એક "Instrument of Government" નામનો ખરિતો પસાર કર્યો. આ ખરિતાને આધારે ક્રોમવેલને દેશનો રાજ્યરક્ષક (Protector) નીમવામાં આવ્યો. પછી ઈ. સ. ૧૬૫૪ માં ક્રોમવેલે ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડના બધા પક્ષોના પ્રતિનિધિઓની એક પાર્લામેન્ટ બોલાવી. પણ તેઓએ ક્રોમવેલની વિરૂદ્ધ કેટલાક ઠરાવો કર્યા. આથી ક્રોમવેલે આ સભા બરખાસ્ત કરી. ઇ. સ. ૧૬૫૬ માં તેણે બીજી પાર્લામેન્ટ બોલાવી. આ પાર્લામેન્ટે ક્રોમવેલને રાજ્યરક્ષક તરીકે દેશની સંપૂર્ણ સત્તા આપી ક્રોમવેલ સત્તાનો લોભી ન્હોતો. રાજા થવાનું તેને પસંદ ન્હોતું. છતાં તેણે લશ્કરી અમલદારોની સત્તા નાબુદ કરી રાજ્યવહિવટ પોતાના હાથમાં લઈ લીધો.

ક્રોમવેલનો રાજ્યવહિવટ બીનસ્વાર્થી હતો. તેણે પાર્લામેન્ટની મદદથી રાજ્ય કરવા પ્રયત્ન કર્યો. પરંતુ તેને પ્રતિનિધિઓનું વર્તન અનુકૂળ લાગ્યું નહિ આથી તેણે પણ આપખુદ સત્તા ચલાવવા માંડયો. તેણે કરો ઉઘરાવવા માંડયા અને ન્યાયાધિશો પર કાબુ મેળવ્યો. લશ્કરી અમલ દેશમાં શરૂ થતાં પ્રજા ત્રાસી ગઇ. પરંતુ ક્રોમવેલ માનતો હતો કે દેશનાં હિતને ખાતર તેને આપખુદ બનવાની જરૂર હતી. તેણે ધાર્મિક જુલમો અટકાવ્યા. કેળવણી, વેપાર અને ખેતી સુધાર્યાં. ન્યાયની પદ્ધતિમાં સુધારો કર્યો નૌકાયનનો કાયદો પસાર કરી તેણે દેશના વેપારને ઉત્તેજન આપ્યું.

વળી પરદેશમાં તેણે ઈંગ્લાંડની પ્રતિષ્ઠા સારી વધારી. હોલંડના ડચ લોકોને હરાવી ઇંગ્લાંડની દરિયાઈ સત્તા ફરીથી સ્થાપી. તેણે ઈંગ્લંડ સ્વીડન, ડેન્માર્ક અને નેધર્લાંડના પ્રોટેસ્ટંટ રાજ્યોનો સંઘ સ્થાપી સ્પેનને હરાવ્યું. આ રીતે તેણે યૂરોપમાં ઇંગ્લાંડનું વર્ચસ્વ વધાર્યું. આથી ક્રોમવેલ ઈંગ્લાંડના મહાન રાજ્યકર્તા તરીકે ગણાયો.

(Q. 19) Write short notes on:-

(a) Instrument of Government; (b) Levellers; (c) Solemn League and Covenant; (d) Pride's Purge; (e) Rump Parliament; (f) Barebone Parliament; (g) Navigation Act; (h) Self-denying Ordinance.

**(અ) રાજ્યવહિવટનો ખરીતો (Instrument of Government):-**

ક્રોમવેલના હાથમાં રાજ્યસત્તા આવ્યા પછી તેણે કેટલાક સભ્યોને રાજ્ય વહિવટના સલાહકાર તરીકે બોલાવ્યા, આ સભ્યોની સભા બેરબોન પાર્લામેન્ટ નામે ઓળખાઇ. પણ તે અયોગ્ય માલમ પડતાં બધી સત્તા ક્રોમવેલે પોતાના હાથમાં લીધી. ત્યાર પછી લેંબર્ટ અને તેના મિત્રોએ રાજ્યવહિવટ માટે એક નવીન યોજના રજુ કરી જે 'રાજ્ય

વહિવટનો ખરીતો ' (Instrument of Government) નામે જાણીતો છે. તેના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે હતા :-

(૧) રાજ્ય વહિવટની તમામ સત્તા એકજ વ્યકિતને સોંપવી અને તેને મહાન રાજ્યરક્ષક (Lord Protector) ની પદ્વી આપવી.

(૨) રાજ્યરક્ષકને સલાહ આપવા માટે ૨૧ જણાનું એક મંત્રીમંડળ સ્થાપવું.

(૩) ઈંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડના કુલ ૪૬૦ સભ્યોની પાર્લામેન્ટ રચવી.

(૪) દર ત્રણ વર્ષે નવી પાર્લામેન્ટની ચુંટણી કરવી અને તે ઓછામાં ઓછી પાંચ માસ ચાલવીજ જોઇએ.

(૫) રોમન કેથોલિક સિવાય બધા ધર્મના લોકોને ધર્મની સંપૂર્ણ છૂટ આપવી.

રાજ્યવહિવટનો આ ખરિતો લશ્કરી અમલદારોનાં મંડળની સૂચનાથી બહાર પાડવામાં આવ્યો હતો. આ ખરિતાના મુદ્દાઓ જોતાં રાજ્યરક્ષકની સત્તા રાજાના જેટલીજ રાખવામાં આવી. ખરું જોતાં આ ખરિતો પાર્લામેન્ટે પસાર કરેલો નહિ હોવાથી ખરેખર ગેર-કાયદેસર હતો. એનાથી રાજ્યરક્ષકને એકહથ્થુ સત્તા આપવામાં આવી અને પરિણામે દેશને લશ્કરી અમલનો ત્રાસ વેઠવો પડયો.

(ખ) સામ્યવાદીઓ (Levellers) :–આંતરવિગ્રહના છેવટના ભાગમાં ક્રોમવેલના સ્વતંત્ર પક્ષમાં એક નવો પણ મજબુત પક્ષ ઉભો થયો. તે પક્ષના માણસો સામ્યવાદીઓ (Levellers) તરીકે ઓળખાયા. તેઓના રાજકીય તેમજ ધાર્મિક વિચારો ઉદ્દામ હતા. તેમને રાજસત્તાની જગ્યાએ મહાજન સત્તાક રાજ્ય (Republic), સર્વસામાન્ય મતાધિકાર (Universal Suffrage), વાર્ષિક પાર્લામેન્ટ અને ધાર્મિક સહિષ્ણુતા જોઇતાં હતાં. આ પક્ષમાં સઘળા પાર્લામેન્ટ પક્ષના સૈનિકો હતા. તેઓ સર્વસમાનતા ચાહતા હતા. સૌને સ્વતંત્રપણે વર્તવાની છૂટ આપવી હતી. શ્રીમંતોનુ ધન પ્રજામાં સરખે હિસ્સે વહેંચી નાંખવું

જોઇએ એવી તેમની માગણી હતી. પરંતુ ચાર્લ્સના શિરચ્છેદ પછી નવું રાજ્યતંત્ર સ્થપાયું. તે ચાર્લ્સના રાજ્ય વહિવટ કરતાં જરાયે જુદું ન્હોતું. આથી તેમણે બળવો કર્યો. પણ ક્રોમવેલે સમયસૂચકતા વાપરી તે દાબી દીધો.

(क) પવિત્ર સંધી અને પ્રતિજ્ઞાપત્ર (Solemn League and Covenant):-

આંતરવિગ્રહની શરૂઆત થયા પછી પાર્લામેન્ટ પક્ષના આગેવાનોને લાગ્યું કે ચાર્લ્સનાં લશ્કર કરતાં પાર્લામેન્ટનું લશ્કર બળવાન નથી. આથી તેમણે સ્કોટલાંડના બહાદુર લશ્કરની મદદ મેળવવા પ્રયત્ન કર્યો. ચાર્લ્સે પણ તેઓની મદદ લેવા પ્રયત્ન કર્યો. પણ થોડા વખત અગાઉ સ્કોટલોકો સામે તેને વિરોધ થયો હોવાથી સ્કોટલોકોએ પાર્લામેન્ટનો પક્ષ લીધો. આથી બંને દેશની પાર્લામેન્ટ વચ્ચે કોલકરાર થયા જે 'પવિત્ર સંધિ અને પ્રતિજ્ઞાપત્ર' (Solemn League and Covenant) તરીકે ઓળખાય છે. દેશમાં પ્રેસ્બિટેરીયન પંથને રાજધર્મ તરીકે સ્વીકારવાનું ઇંગ્લાંડની પાર્લામેન્ટે કબુલ કર્યું, અને વીસ હજાર સ્કોટ સૈનિકો પાર્લામેન્ટની મદદે આવ્યા.

(ड) પ્રાઇડનો જુલાબ (Pride's Purge):-

પાર્લામેન્ટના પ્યુરિટન સભ્યોમાં આંતરવિગ્રહ પછી બે પક્ષો પડ્યા હતા. પ્રેસ્બિટેરીયન અને ઇન્ડીપેન્ડન્ટ પક્ષ ધાર્મિક બાબતમાં સહિષ્ણુતા ધરાવતો હતો પણ રાજકીય બાબતમાં તે ઉદ્દામ મતનો હતો. જ્યારે પ્રેસ્બિટેરીયન પક્ષ રાજસત્તાની તરફેણમાં હતો અને ઇંગ્લાંડમાં એપિસ્કોપલ ધર્મને તોડી પ્રેસ્બિટેરીયન ધર્મ સ્થાપવા પ્રયત્ન કરતો હતો. પરંતુ આંતરવિગ્રહમાં ક્રોમવેલને જીત અપાવનાર સૈન્ય ઇન્ડીપેન્ડન્ટ પક્ષની તરફેણમાં હતું. ઇ. સ. ૧૬૪૭માં કેટલાક પ્રેસ્બિટેરીયન સભ્યોએ ચાર્લ્સનો પક્ષ લઇ સ્કોટલાંડ અને આયર્લાંડના કેટલાક રાજ્યપક્ષના માણસો સાથે ભેગા મળી બળવો જગાવ્યો પરંતુ ક્રોમવેલે તે દબાવી દીધો. ત્યારપછી ચાર્લ્સે આ પ્રેસ્બિટેરીયન સભ્યો સાથે ખાનગી

મસલત ચલાવવા માંડી અને પોતાને ગાદી પાછી મળે તો ઇંગ્લાંડમાં પ્રેસ્બિટેરીયન ધર્મસમાજ સ્થાપવાનું તેણે વચન આપ્યું. આ વાતની ખબર પડતાં ક્રોમવેલે ઇ. સ. ૧૬૪૮ના ડીસેમ્બરની ૭મી તારીખે કર્નલ પ્રાઇડને લશ્કરી ટુકડી સાથે પાર્લામેન્ટના દરવાજા આગળ ઉભો રાખ્યો. પ્રાઇડે ૪૫ પ્રેસ્બિટેરીયન સભ્યોને કેદ કર્યા અને બાકીના ૧૦૦ સભ્યોને સભાગૃહમાં દાખલ થતા અટકાવ્યા. પાર્લામેન્ટમાંથી આમ વિરોધીપક્ષને દૂર કરવાનું પ્રાઇડનું આ કાર્ય Pride's Purge તરીકે જાણીતું છે.

### (૬) ઠુંઠી પાર્લામેન્ટ ( Rump Parliament ):–

આંતરવિગ્રહ બંધ થયા પછી પાર્લામેન્ટમાં બે પક્ષ પડી ગયા હતા—પ્રેસ્બિટેરીયન અને ઇન્ડીપેન્ડન્ટ. પ્રેસ્બિટેરીયન પક્ષ હજુ રાજાની તરફેણ કરતો માલમ પડવાથી ક્રોમવેલે કર્નલ પ્રાઇડની મદદથી તે પક્ષના ૪૫ સભ્યોને કેદ કર્યા અને ૧૦૦ સભ્યોને પાર્લામેન્ટમાં બેઠક લેતા અટકાવ્યા આથી પાર્લામેન્ટમાં હવે ૫૩ સભ્યો રહ્યા જે બધા ઇન્ડીપેન્ડન્ટ પક્ષના હતા. આ સભ્યોની સંખ્યા પાર્લામેન્ટના કુલ સભ્યોની દશમા ભાગની હતી તેથી તે ઠુંઠી પાર્લામેન્ટ ( Rump Parliament) તરીકે જાણીતી છે. આ રમ્પ પાર્લામેન્ટે પોતાનાં ઉદ્દામ કાર્યો પાર પાડયાં. તેણે ચાર્લ્સ ઉપર પ્રજાના દ્રોહનો આરોપ મુકયો અને તેના ન્યાય માટે ખાસ અદાલત નીમી. આખરે રાજાને દેહાંત દંડની સજા કરવામાં આવી. પછી આ પાર્લામેન્ટે દેશનું રાજ્યતંત્ર ઘડવાનું કાર્ય હાથ ધર્યું. ઉમરાવની સભાની જગ્યાએ ૪૧ સભ્યોની Council of State નીમવામાં આવી. છતાં રાજ્યવહિવટનો સઘળો અધિકાર ક્રોમવેલને સોંપવામાં આવ્યો. તે વખતે ક્રોમવેલને વલંદાઓ સાથે લડવું પડયું. આથી આ પાર્લામેન્ટને નવા કરો નાંખવાની ફરજ પડી. વળી એ રમ્પ પાર્લામેન્ટના સભ્યો હંમેશને માટેની પાર્લામેન્ટની બેઠકો પચાવી પાડવા ઇચ્છતા હતા. આ સંજોગોમાં પ્રજા તેમજ ક્રોમવેલ આ રમ્પ પાર્લામેન્ટથી કંટાળી ગયા. પાર્લામેન્ટની નવી ચુંટણીની જરૂરીઆત ૨૫૯૮ જણાતાં આ સભ્યોએ પોતાની બેઠકો

કાયમ રહે તેની ગોઠવણ કરવા માંડી. ક્રોમવેલને આ વાતની જાણ થતાં તે ગુસ્સે થયો અને જાતે સભાગૃહમાં દાખલ થઇ સઘળા સભ્યોને હાંકી કાઢી સભાગૃહની કુંચી પોતાના હાથમાં લઇ લીધી. આ રીતે લાંબા પાર્લામેન્ટના અવશેષરૂપ આ રમ્પ પાર્લામેન્ટનો કરૂણ અંત આવ્યો.

(ફ) બેરબોન પાર્લામેન્ટ ( Barebone Parliament. ):-

રમ્પ પાર્લામેન્ટનો અંત લાવ્યા પછી ક્રોમવેલે Council of State ને પણ રજા આપી. આથી વહિવટની તમામ સત્તા લશ્કરના અમલદારોના હાથમાં આવી પરંતુ ક્રોમવેલને આ પસંદ ન્હોતું. આથી તેણે દરેક પરગણાના સંઘ ( Congregation ) મારફત ડાહ્યા ગણાતા અને પ્યુરિટન ધર્મનીતિવાળા કુલ ૧૪૦ માણસોને એકઠા કર્યા અને તેમની એક પાર્લામેન્ટ બોલાવી. આ ૧૪૦ સભ્યો પૈકી ૫ સ્કોટલાંડનાં અને ૬ આયર્લાંડના પ્રતિનિધિઓ પણ હતા. આ પાર્લામેન્ટ ફક્ત પાંચ માસ ચાલી. તેના એક સભ્યનું નામ ' Barebone ' હતું તે ઉપરથી આ નાની પાર્લામેન્ટનું નામ પણ Barebone Parliament કહેવામાં આવ્યું. આ પાર્લામેન્ટે ક્રોમવેલને ' રાજ્યરક્ષક ' Protector ની પદ્દી આપી લશ્કરને એકદસ્થુ સત્તા જોઇતી હોવાથી આ પાર્લામેન્ટ પોતાના મેળેજ બરખાસ્ત થઇ.

(ગ) નૌકાયનનો કાયદો (Navigation Act) :—

વેપાર અને ઉદ્યોગધંધામાં ક્રોમવેલના વખતમાં હોલંડ આગળ હતું. વળી તેનું નૌકાબળ પણ ઉત્તમ હતું. યૂરોપ તેમજ પૂર્વના દેશોનો વેપારી માલ હોલંડના ડચ લોકો પોતાનાં વહાણો મારફતે કરતા. આ વેપાર ઘણાં મોટાં પ્રમાણમાં ચાલતો હતો. આથી ડચ લોકોનો વેપાર અને તેઓની દરિઆઇ સત્તા તોડી પાડવા ક્રોમવેલે નૌકાયનનો કાયદો (Navigation Act) પસાર કર્યો. આ કાયદાથી ઈંગ્લાંડમાં આવતો પરદેશી માલ ફક્ત અંગ્રેજ વહાણોમાં અથવા જે દેશમાંથી માલ આવતો હોય તેજ દેશનાં વહાણોમાં લાવવા દેવો એમ કાયદાથી ઠરાવવામાં આવ્યું. આ કાયદાથી ઈંગ્લાંડનો વેપાર તેમજ નૌકાબળ વધ્યાં. પરંતુ તેથી ઈંગ્લાંડ અને હોલંડ વચ્ચે દરિયાઇ યુદ્ધો થયાં. તેમાં ઈંગ્લાંડનો

વિજય થયો અને ઈંગ્લાંડની દરિયાઈ સત્તા સ્થપાઈ. ઈગ્લાંડે આ નૌકાયનનો કાયદો પોતાનાં સંસ્થાનોને પણ ઈ. સ. ૧૬૬૦ માં લાગુ પાડયો. આગળ ઉપર આ કારણુથી ઈંગ્લાંડ અને સંસ્થાનો વચ્ચે યુદ્ધ થયું.

**(ह) આત્મભોગનો કાયદો (Self–denying Ordinance)** આંતર વિગ્રહ સમયે પાર્લામેન્ટમાં બે પક્ષ પડયા હતા–પ્રેસ્બિટેરિયન અને ઈન્ડીપેન્ડન્ટ. આમાં પ્રેસ્બિટેરિયન પક્ષનો વિચાર રાજસત્તા ફરી સ્થાપી દેશમાં પ્રેસ્બિટેરિયન ધર્મ સ્થાપવાની ઇચ્છા હતી. જ્યારે ઇન્ડીપેન્ડન્ટ પક્ષનો વિચાર રાજસત્તા નાબુદ કરી સઘળી સત્તા પ્રજાના હાથમાં સોંપવાનો હતો આ ઇન્ડીપેન્ડન્ટ પક્ષનો આગેવાન ક્રોમવેલ હતો. આ ઇન્ડીપેન્ડન્ટ પક્ષે આત્મભોગનો કાયદો (Self–denying Ordinance) પસાર કરાવ્યો. આ કાયદાથી એવું ઠરાવ્યું કે પાર્લામેન્ટનો કોઇ પણ સભાસદ લશ્કરી અમલદાર થઇ શકે નહિ. આથી ઇસેક્સ, ક્રોમવેલ વિગેરે આગેવાનોને રાજીનામું આપવું પડયું. પણ ૭ માસની મુદતમાં ફરીથી રાજવહિવટની બધી સત્તા ક્રોમવેલને આપવામાં આવી.

## રાજ્યરક્ષક રિચર્ડ ક્રોમવેલ (૧૬૫૮–૧૬૫૯)

### મુખ્ય બનાવો

૧. પાર્લામેન્ટ માં બે પક્ષો,
૨. રિચર્ડનું રાજીનામું.
૩ જનરલ મંકે ચાર્લ્સ રાજાનો પક્ષ લીધો,
૪. રાજાશાહીની પુનઃ સ્થાપના (Restoration) (૧૬૬૦) (अ) બ્રેડાનું જાહેરનામું. (Declaration of Breda)

**(Q. 20) What was the state of the Commonwealth after the death of Cromwell?**

ઈ. સ. ૧૬૫૮ માં ક્રોમવેલનાં મરણ પછી તેનો પુત્ર રિચર્ડ ક્રોમવેલ રાજ્યરક્ષક બન્યો. પરંતુ તેનો વિચાર રાજા કે પ્રજાનો સરદાર થવાનો નહોતો, તેનામાં સામાન્ય શક્તિ હતી. તે સાદો, આનંદી, નરમ

અને સદ્ગુણી હતો. તેનામાં તેના પિતાનાં સાહસ, વીરતા અને અનુભવનો અભાવ હતો. તેના પિતા કરતાં તે જુદાજ સ્વભાવનો હતો.

ક્રોમવેલ પોતાનાં જીવન દરમ્યાન તો તલવારની મદદ વડે રાજ્ય સત્તા ટકાવી શક્યો હતો. પરંતુ એજ બતાવી આપે છે કે તેની રાજ્યવ્યવસ્થાથી પ્રજાને સંતોષ થયો ન હતો. એટલે તેનાં મૃત્યુની સાથેજ તેની વ્યવસ્થા પણ પડી ભાંગી. તેનું મૃત્યુ થતાંજ તેના વિરોધીઓ આગળ આવ્યા. પ્રજા લશ્કરી અમલથી તદ્દન કંટાળી ગઇ હતી. રિચર્ડે પોતાની પહેલી પાર્લામેન્ટ બોલાવી પરંતુ તે વખતે પણ તેમાં બે પક્ષ હતા. લશ્કરી અમલદારો સત્તાને માટે માંહો માંહે લડતા હતા. રિચર્ડના સ્વભાવને આવી ખટપટો અનુકુળ ન હતી. આથી તેણે ઇ. સ. ૧૬૫૯ માં પોતાના પદનું રાજીનામું આપવા વિચાર કર્યો. લશ્કરી અમલદારોએ તેને રમ્પ પાર્લામેન્ટ ફરીથી બોલાવવા સૂચવ્યું. પરંતુ રિચર્ડ આ ખટપટથી દૂર રહેવા ઇચ્છતો હતો એટલે તેણે રાજ્યરક્ષક તરીકે રાજીનામું આપ્યું અને ૮૫ વર્ષની ઉમ્મર સુધી શાંત જીવન ગાળ્યું.

રાજ્યરક્ષક તરીકે રિચર્ડે રાજીનામું આપ્યું એટલે લશ્કરીઅમલદારોએ રમ્પ પાર્લામેન્ટ ફરીથી બોલાવી અને તેની મદદથી લશ્કરી અમલ ફરીથી શરૂ કર્યો. પરંતુ લોકો આ સત્તાની વિરૂધ્ધ હતા.

આ સંજોગોમાં ક્રોમવેલનો માનીતો સરદાર મંક જે સ્કોટલાંડમાં વ્યવસ્થા જાળવવા રહ્યો હતો તેણે પણ ક્રોમવેલની રાજ્યવ્યવસ્થાની નિષ્ફળતા જોઇ. આથી રાજાશાહીની પુનઃ સ્થાપના કરવા તેણે ખટપટ શરૂ કરી. તે વખતે ચાર્લ્સ ૧ લાનો પુત્ર ચાર્લ્સ ૨ જો હોલાંડમાં રહેતો હતો. મંકે ચાર્લ્સ સાથે સંદેશા ચલાવ્યા અને મોટું લશ્કર લઇ લંડન શહેરનો કબજો લીધો.

પછી તેણે લાંબી પાર્લામેન્ટ ફરીથી બોલાવી અને ક્રોમવેલની રાજ્યવ્યવસ્થા ગેરકાયદેસર ઠરાવી. પછી ચાર્લ્સ સાથે સમાધાના કરાર કરવામાં આવ્યા અને ચાર્લ્સ હોલંડથી ઇંગ્લાંડ પાછો આવતાં પ્રજાએ તેને રાજા તરીકે આનંદથી વધાવી લીધો. આ રીતે રાજાશાહીની પુનઃ સ્થાપના (Restoration) થઇ.

(Q 21) State the causes which brought about the Restoration of Charles II. What were its results ?

**રાજાશાહીની પુનઃ સ્થાપનાનાં કારણો:-**

(૧) ક્રોમવેલનાં મરણ પછી તેની રાજ્યવ્યવસ્થા પડી ભાંગી અને રાજ્યસત્તા લશ્કરી અમલદારોના હાથમાં આવતાં તેઓ વધુ આપખુદ બન્યા.

(૨) ક્રોમવેલના પ્યુરિટન સિદ્ધાંત પર રચાયેલી રાજ્યવ્યવસ્થાને લીધે પ્રજાના ઉત્સવો અને મોજમજાહનાં સાધનો બંધ કરવામાં આવ્યાં હોવાથી પ્રજા કંટાળી ગઈ હતી.

(૩) લશ્કરી અમલદારોના ત્રાસથી પ્રજા છેકજ કંટાળી ગઇ હતી.

(૪) પોતાની સામાન્ય શકિતને લીધે રિચર્ડ રાજ્યરક્ષક તરીકે નિષ્ફળ નીવડયો અને રાજ્યસત્તા લશ્કરી અમલદારોના હાથમાં આવી.

(૫) પ્રજા લશ્કરી અમલમાંથી છૂટવા રાજાશાહીની પુનઃ સ્થાપના ઇચ્છતી હતી.

(૬) લોકો પ્યુરિટન ધર્મથી કંટાળ્યા હતા અને તેઓ ધાર્મિક સુધારા ઇચ્છતા હતા.

(૭) એંગ્લિકન તથા પ્રોટેસ્ટન્ટ પંથના લોકો ક્રોમવેલની ધર્મનીતિની વિરૂદ્ધ હતા.

(૮) ક્રોમવેલના આપખુદ અમલથી પ્રજા ત્રાસી ગઇ હતી.

**રાજાશાહીની પુનઃ સ્થાપનાનું પરિણામ :—**

રિચર્ડ ક્રોમવેલનાં રાજીનામા પછી લશ્કરી અમલદારોએ રાજ્ય-વહિવટ પોતાના હાથમાં લીધો. પણ સ્કોટલાંડમાં રહેતા જનરલ મંક વિચાર્યું કે પ્રજા લશ્કરના ત્રાસથી કંટાળી ગઈ છે. આથી રાજાશાહીની અગત્યતા વિચારી તેણે ચાર્લ્સ રજાનો પક્ષ લીધો અને તેને ઈંગ્લાંડની ગાદી પર બેસાડયો અને દેશમાં વ્યવસ્થા સ્થાપી. આ નવી વ્યવસ્થાને પરિણામે દેશમાં શાંતિ સ્થપાઇ. ખેતી અને વેપાર ઉદ્યોગ વધ્યાં. લોકોના આનંદ ઉત્સવો ફરીથી ઉજવાવા લાગ્યા. પ્યુરિટન લોકોનું જોર ઓછું

થયું. લશ્કરના અમલદારોનો ત્રાસ દૂર થયો. ચાર્લ્સ ૨ જાને ઈંગ્લાંડ બોલાવ્યો ત્યારે તેણે કેટલીક ઉદાર શરતો કરી હતી. પરંતુ તેમાંની કેટલીક શરતોનો તેણે પાછળથી ભંગ કર્યો હતો.

## (Q. 22) Write a short note on the Declaration of Breda.

ચાર્લ્સ ૨ જાને રાજા તરીકે ઈંગ્લાંડ આવવાને આમંત્રણ આપવામાં આવ્યું ત્યારે તે હોલંડના બ્રેડા શહેરમાં રહેતો હતો. તે વખતે જનરલ મંકની સલાહ પ્રમાણે ચાર્લ્સે બ્રેડા શહેરમાંથી એક જાહેરનામું (Declaration of Breda) બહાર પાડયું હતું. તેમાં ચાર્લ્સે પોતાની ભાવી રાજનીતિ વિષે કેટલાંક વચનો આપ્યાં તે નીચે પ્રમાણે હતાઃ-

(૧) થઇ ગયેલી વાતો રાજા તથા પ્રજાએ વિસારી દેવી.

(૨) અંતઃકરણપૂર્વક વર્તવાની સૌને છુટ આપવી.

(૩) સૈનિકો તથા અમલદારોને પુરેપુરો પગાર ચુકવી આપવો.

(૪) શકમંદ શખ્સો સિવાય બધાને પાર્લામેન્ટ માફી આપી શકે.

(૫) જાગીરદારોની જાગીર વિષેની તકરારનો ચુકાદો પાર્લામેન્ટે આપવો.

(૬) રાજાએ પાર્લામેન્ટની સંમતિથી સંપૂર્ણ રાજકારભાર ચલાવવો.

આ વચનોથી પ્રજાને ખાત્રી થઇ કે, ચાર્લ્સ પાર્લામેન્ટની સંમતિથી કારભાર ચલાવશે એટલે દેશમાંથી આપખુદ અમલનો નાશ થશે. ચાર્લ્સનાં વચનો પ્રમાણે હવે રાજા નીચેના કાર્યો આપખુદીથી કરી શકશે નહિઃ-

(૧) રાજા કાયમી લશ્કર રાખી શકશે નહિ.

(૨) રાજા પોતાની મરજી પ્રમાણે કર ઉઘરાવી શકશે નહિ.

(૩) સ્ટાર ચેમ્બર જેવી અન્યાયી કોર્ટો બંધ થશે.

(૪) રાજ્યવહિવટની ચર્ચા પ્રજા છૂટથી કરી શકશે.

(૫) પ્યુરિટનોનો જુલમી અમલ નાબુદ થશે.

આ પ્રમાણે બ્રેડાનાં જાહેરનામાંથી પ્રજાને સંપૂર્ણ સંતોષ થયો. આ જાહેરનામું ઘણું મહત્વનું હતું કારણ કે એ જાહેરનામા અનુસાર ઇંગ્લાંડમાં, પાર્લામેન્ટની સંમતિથી, રાજશાહીની ફરીથી સ્થાપના થઇ અને ચાર્લ્સ ૨ જાને રાજા તરીકે વધાવી લેવામાં આવ્યો. આખા દેશમાં રાજકીય, ધાર્મિક તેમજ સામાજીક સુધારાઓ દાખલ થયા.

## ચાર્લ્સ ૨ જો (૧૬૬૦ થી ૧૬૮૫)

### મુખ્ય બનાવો

૧. ચાર્લ્સ ૨ જાનું વિચિત્ર વર્તન.

૨. ચાર્લ્સ ૨ જો અને પાર્લામેન્ટ

(अ) ક્લેરેન્ડન કોડ (Clarendon Code).

(ब) કેબલ મીનીસ્ટ્રી (Cabal Ministry).

(क) વ્હીગ પાર્લામેન્ટ–Habeas Corpus Act.

૩ ચાર્લ્સ ૨ જાની પરદેશનીતિ–ડોવરના છુપા કરાર (Treaty of Dover).

(Q 23) State why the Restoration was received with great joy. How do you account for the subsequent unpopularity of Charles II?

ક્રોમવેલના લશ્કરી અમલથી ઇંગ્લાંડની પ્રજા ત્રાસી ગઇ હતી. પ્યુરિટનોના હાથમાં રાજ્યસત્તા હોવાથી તેમના કડક નિયમો સર્વ લોકોને ફરજીયાત પાળવા પડતા. પ્યુરિટન નિયમ મુજબ દેશમાંથી સઘળા આનંદ–ઉત્સવો બંધ પડી ગયા હતા. ક્રોમવેલના મરણ પછી તેનો પુત્ર રિચર્ડ રાજ્ય ચલાવવાને નાલાયક માલમ પડવાથી લશ્કરના અમલદારોએ સઘળી સત્તા પોતાના હાથમાં લઇ લીધી. આથી દેશમાં સર્વત્ર અંધાધુંધી ફેલાઇ. રિચર્ડે પોતેજ રાજ્યરક્ષક તરીકે રાજીનામું આપ્યું એટલે ઇંગ્લાંડની પ્રજાએ રાજસત્તા ફરીથી સ્થાપવા પ્રયત્ન કર્યો. ચાર્લ્સ ૧ લા નો વડો પુત્ર ચાર્લ્સ ૨ જો જે હોલંડમાં રહેતો હતો

તેણે બ્રેડાનું જાહેરનામું બહાર પાડ્યું. તેની કલમો વાંચી પ્રજા ખુશ થઈ ગઇ અને ચાર્લ્સ ૨ જાનું ભારે સ્વાગત કર્યું અને તેને ઈંગ્લાંડના રાજા તરીકે વધાવી લીધો ચાર્લ્સ પોતે આનંદી અને વિલાસી હોવાથી દેશમાં નાચ, નાટકો વિગેરે વધી પડ્યાં. સામાન્ય વર્ગના લોકોને આ જોઇતું હતું એટલે તેઓ પહેલાં તો ઘણાજ રાજી થયા અને ચાર્લ્સના કારભારથી સંતોષ પામ્યા. પરંતુ થોડા વખતમાં જ ચાર્લ્સની અયોગ્ય નીતિથી અને વચન ભંગને લીધે તે અપ્રિય થવા લાગ્યો. તેના અયોગ્ય કામો નીચે પ્રમાણે હતાં:-

(૧) તે પોર્ટુગલના કેથોલિક રાજાની પુત્રી સાથે પરણ્યો.

(૨) પ્રજાપક્ષના કેટલાક આગેવાનો જેમણે આંતરવિગ્રહમાં ભાગ લીધો હતો તેમને ફાંસી દીધી.

(૩) ડંકર્કનું બંદર ફ્રાન્સને વેચીને મળેલો પૈસો મોજશોખમાં તેણે ખરચી નાંખ્યો.

(૪) કેથોલિક ધર્મ દેશમાં સ્થાપવા અને પાર્લામેન્ટની સત્તાનો નાશ કરી આપખુદ અમલ ચલાવવા માટે તેણે ફ્રાન્સના લુઇ ૧૪ મા સાથે ડોવરની ખાનગી સંધી કરી, અને આખરે લુઇને મળ્યો.

(૫) લોકો પાસેથી દેવાં પેટે લીધેલાં નાણાં પાછાં આપવા તેણે ના કહી.

(૬) પાર્લામેન્ટને ડરાવવા અને તેની સત્તાનો નાશ કરવા તેણે નવહજાર સીપાઇઓનું કાયમી લશ્કર રાખ્યું

આ કારણોને લીધે પાછળથી ચાર્લ્સ ૨ જો અપ્રિય થઇ પડ્યો. છતાં તે પ્રસંગ પ્રમાણે વર્તન ફેરવી નાંખતો અને તેથી જ પોતાનાં મરણ સુધી રાજ્યસત્તા પોતાના હાથમાં જાળવી શક્યો.

**(Q. 24) Describe the character and policy of Charles II and show the importance of his reign.**

**(અ) ચાર્લ્સ ૨ જાનું ચારિત્ર્યઃ** ચાર્લ્સ ૨ જાને ઈંગ્લાંડની ગાદી મળી ત્યારે તે યુવાન હતો. તેનો સ્વભાવ આનંદી અને મળતાવડો હતો. રાજ્યકારભાર માટે તેને જરાયે કેળવણી મળી ન્હોતી. તે

લંડમાં ઉછર્યો હોવાથી મોજશોખ અને વિલાસમાંજ આનંદ માનતો. તે સ્વાર્થવૃત્તિનો હતો. રાજા તરીકેના કેટલાક આવશ્યક ગુણો તેનામાં હતા. તેને યોગ્ય માણસોની કદર કરતાં આવડતું, તે વખતને ઓળખી કામ કરતો. પોતાના પિતાના જેવી સ્થીતિ ન થાય તે માટે ચાર્લ્સ ૨ જો ચેતવણી રાખતો હતો. સ્વાર્થી વર્તનને લીધે સ્વાર્થ સિવાયનું તે એકે કાર્ય કરતો નહિ. પાર્લામેન્ટનાં કાર્યમાં તે માથુ મારતો નહિ છતાં પોતે આપખુદ વર્તન ચલાવતો, તેમ છતાં જ્યારે પ્રજામત વિરૂદ્ધ જતો ત્યારે તે નમતું આપી દેતો.

(ख) **ચાર્લ્સ ૨ જાની રાજ્યનીતિ:** અનિયંત્રિત રાજ્યસત્તા ચલાવવાનો ચાર્લ્સ ૨ જાનો હેતુ હતો. વળી તેને કેથોલિક ધર્મ દેશમાં સ્થાપવો હતો. બ્રેડાનાં જાહેરનામાંથી આપેલાં વચનો તેણે અભરાઇ પર મૂક્યાં અને આંતરવિગ્રહમાં ભાગ લેનારા આગેવાનો પર વેર લીધું. છતાં પોતાની ગાદી ટકાવવાનો તેનો હેતુ હોવાથી તે હંમેશ પ્રજામતને પ્રસંગ આવે નમતું આપી દેતો.

(क) **ચાર્લ્સ ૨ જાના અમલની ઉપયોગિતા:** રાજ્યકારભારની દૃષ્ટિએ ચાર્લ્સ ૨ જાનો સમય અતિમહત્વનો છે. તે સમયમાં લોકોને સ્પષ્ટ માલમ પડ્યું કે વ્યવસ્થિત રાજ્ય કારભાર માટે રાજા, આમસભા અને અમીર મંડળ એ ત્રણે જરૂરનાં છે. હેબીઅસ કોરપસ એક્ટ પસાર થવાથી લોકોનું વ્યક્તિસ્વાતંત્ર્ય જળવાયું અને જુલમી રાજસત્તા નરમ પડી. પ્રધાનો રાજાને નહિ પણ પાર્લામેન્ટને જવાબદાર છે એ સિદ્ધાંત તેના સમયમાં સ્થાપન થયો. પાર્લામેન્ટમાં વ્હીગ અને ટોરી નામના બે સ્વતંત્ર પક્ષો પડયા અને આથી પાર્લામેન્ટ પોતાના હક્ક મેળવવા સમર્થ થઇ પાર્લામેન્ટે મંજુર કરેલાં નાણાંનો ઉપયોગ તેજ કામ માટે થવો જોઇએ એવો રિવાજ ચાલુ થયો. રાજાના ખાનગી ખર્ચ માટેની રકમ પાર્લામેન્ટે મંજુર કરવાની પ્રથા શરૂ થઇ. ચાર્લ્સની પરદેશનીતિથી ઈંગ્લંડ ફ્રાંન્સથી નબળું પડયું. ચાર્લ્સ રાજાના સમયમાં અમેરિકામાં નવાં સંસ્થાનોની સ્થાપના થઇ અને નૌકાયનનો કાયદો ચાલુ હોવાથી આ સંસ્થાનોમાં ઇંગ્લંડનુ હિત સમાયેલું છે એ નક્કી થયું.

**(Q. 25) Give a short account of the relation between Charles II and his Parliament.**

*Or*

**Describe briefly the struggle for supremacy between Charles II and his Parliament.**

**(अ) કન્વેન્શન પાર્લામેન્ટ:** (૧૬૬૧) આ પાર્લામેન્ટે ચાર્લ્સ ૨ જાને ઇંગ્લંડની ગાદી પર બેસાડયો અને અમિર ઉમરાવોની જપ્ત થયેલી જાગીરો પાછી અપાવી. ચાર્લ્સે તે પાર્લામેન્ટ બરખાસ્ત કરી.

**(ब) કેવેલિયર પાર્લામેન્ટ:** (૧૬૬૧) (૧) **કલેરેન્ડનનો કારભાર:**–કન્વેન્શન પાર્લામેન્ટ બરખાસ્ત કરી તેજ વર્ષમાં ચાર્લ્સે બીજી પાર્લામેન્ટ બોલાવી. તેમાં રાજાના પક્ષના ઘણા સભ્યો હોવાથી તે કેવેલિયર પાર્લામેન્ટ તરીકે ઓળખાઇ. એ પાર્લામેન્ટનો પ્રધાન કલેરેન્ડન નામે હતો. ચાર્લ્સ ૨ જાની આ પાર્લામેન્ટ સંપૂર્ણ રાજપક્ષની હતી. તે વખતે પરદેશો સાથે વેપાર કરવાના ખાસ હકકો માટે ઇંગ્લંડ અને હોલંડ વચ્ચે લડાઇ શરૂ થઇ હતી પાર્લામેન્ટે આ લડાઇ માટે નાણાં મંજુર કર્યાં. પરંતુ તે નાણાં ચાર્લ્સે મોજશોખમાં ઉડાવી દીધાં અને પાર્લામેન્ટ પાસે ફરીથી નાણાંની માગણી કરી. તે પાર્લામેન્ટે મંજુર કરી નહિ આથી ચાર્લ્સે આ સભા મુલતવી રાખી. હોલંડ સાથેના યુદ્ધમાં ઇંગ્લંડનો પરાજય થયો વળી પૈસા મેળવવા કલેરેન્ડને ડંકર્ક બંદર ફ્રાન્સને વેચ્યું, અને પ્યુરિટનો સામે 'કલેરેન્ડન કોડ' ના સખત ધાર્મિક કાયદાઓ ઘડયા. હોલંડ સાથેની લડાઇમાં પરાજય, ડંકર્કનાં વેચાણ અને પ્યુરિટનો સામેના સખત કાયદાઓ માટે પાર્લામેન્ટે કલેરેન્ડન પર કામ ચલાવવાનો ઠરાવ કર્યો. આ સાંભળી કલેરેન્ડન ફ્રાન્સ નાસી ગયો. ચાર્લ્સ ૨ જાએ આ પાર્લામેન્ટને પણ મુલતવી રાખી.

(૨) **કેબલ મીનીસ્ટ્રી:**—ત્યારપછી ચાર્લ્સ ૨ જાએ પોતાના પક્ષના અને વિશ્વાસુ માણસોનું એક સલાહકાર મંડળ 'કેબલ મીનીસ્ટ્રી'

બનાવ્યું. આ પ્રધાન મંડળે ફ્રાન્સ વિરૂદ્ધ ઇંગ્લંડ, હોલંડ અને સ્વીડનનો એક સંઘ સ્થાપ્યો. પરંતુ તે અરસામાં ફ્રાન્સના લુઇ ૧૪ માએ ચાર્લ્સ સાથે ડોવરના છુપા કરાર કર્યા આ કરાર પ્રજા વિરૂદ્ધ હતા, આ કરાર કરવામાં ચાર્લ્સનો હેતુ લુઇ પાસે નાણાંની મદદ મેળવી પાર્લમેન્ટની સત્તા નાબુદ કરવાનો હતો. વળી ચાર્લ્સે પ્રજા પાસેથી કરજે લીધેલાં નાણાં પાછાં આપવા ના પાડી. આથી પ્રજામાં અસંતોષ ફેલાયો. વળી તેણે ધર્મ સ્વાતંત્ર્યનો કાયદો (Declaration of Indulgence) પસિદ્ધ કરી કેથોલિકો અને બીજા નોનકોન્ફોર-મીસ્ટો વિરૂદ્ધના કાયદા રદ કરી તેમને ધાર્મિક છૂટ આપી. લુઇ ૧૪ મા સાથે ખુલ્લી રીતે ભેગા મળીને તેણે હોલંડ સામે યુદ્ધ જાહેર કર્યું. પરંતુ નાણાંની જરૂર પડતાં તેને પાર્લમેન્ટની સભા ફરીથી બોલાવવી પડી. આ માટે ચાર્લ્સે ધર્મ સ્વાતંત્ર્યનું જાહેરનામું રદ કર્યું અને ટેસ્ટ એક્ટ પર સહી કરી પોતે એપિસ્કોપેલિઅન ધર્મમાં માને છે એમ જાહેર કર્યું. આથી કેથોલિકોને પ્રધાન મંડળમાંથી દૂર થવું પડ્યું. કેબલનો કારભાર નિષ્ફળ નીવડયો. હોલંડ સામેનું યુદ્ધ બંધ થયું. આ કારણથી કેબલ પ્રધાન મંડળ ભાંગી પડયું.

**(૩) ડેન્બીનો કારભારઃ—** ત્યારપછી ઇ. સ. ૧૬૭૪ માં ડેન્બીને પ્રધાનપદ સોંપ્યું. ડેન્બીએ હોલંડ સાથે સંધી કરી. પરંતુ લુઇ ખાનગી રીતે હજુ ચાર્લ્સને નાણાંની મદદ આપતો હતો. આ વાતની પાર્લમેન્ટને ખબર પડતાં પાર્લમેન્ટે ડેન્બીને પણ તેમાં સંડોવ્યો અને તેના ઉપર રાજદ્રોહનો આરોપ મુકયો. ચાર્લ્સ આની વિરૂદ્ધ હતો. આથી તેણે ઇ. સ. ૧૬૭૯ માં આ કેવેલિયર પાર્લામેન્ટ બરખાસ્ત કરી.

**(ક) વ્હિગ પાર્લમેન્ટ :—** કેવેલિયર પાર્લમેન્ટ બરખાસ્ત થઇ તે પહેલાં ઇંગ્લાંડમાં વ્હિગ પક્ષ સબળ થયો હતો અને તેનો આગેવાન શેફ્ટસબરી હતો. ચાર્લ્સ ૨ જાએ ઇ. સ. ૧૬૭૯ માં ત્રીજી પાર્લમેન્ટ બોલાવી તેમાં આ વ્હિગ પક્ષની બહુમતી હતી. આ પાર્લામેન્ટે દેશમાં કેટલાક ઉપયોગી કાયદાઓ કર્યા. તેણે વ્યક્તિ સ્વાતંત્ર્યનો કાયદો

(Habeas Corpus Act) પસાર કર્યો. ત્યારપછી એ પાર્લમેન્ટે કેથોલિક ધર્મ પાળતા જેમ્સ ર જાને ઈંગ્લંડની ગાદી પર આવતો અટકાવવા Exclusion Bill રજુ કર્યું. તેમાં શેફ્ટસબરી આગેવાન હતો. ચાર્લ્સ આથી વિરૂદ્ધ હતો. તેણે શેફ્ટસબરીને બરતરફ કર્યો અને પાર્લમેન્ટ બરખાસ્ત કરી.

(ड) ત્યારપછી બે વર્ષ સુધી ચાર્લ્સે પાર્લમેન્ટ વિના અમલ ચલાવ્યો.

(इ) ઇ. સ. ૧૬૮૧ માં તેણે ઓક્સફર્ડમાં ફરી પાર્લમેન્ટ બોલાવી. તે વખતે તેને નાણાંની જરૂર ન્હોતી. આ પાર્લમેન્ટ પણ ચાર્લ્સનાં વર્તનની વિરૂદ્ધ હોવાથી તે તેણે બરખાસ્ત કરી.

(फ) ઈ. સ. ૧૬૮૧ થી ૧૬૮૫ સુધી ચાર્લ્સે પાર્લમેન્ટ વિના અમલ ચલાવ્યો. લુઇ પાસે નાણાં મેળવી તેણે સ્થાયી લસ્કર બનાવ્યું. અને 'રાજાના ઇશ્વરદત્ત હક્ક'ની પોતાની માન્યતા તેણે બહાર પાડી.

(Q. 26) Write short notes on :—

(a) Cabal Ministry; (b) Clarendon Code; (c) Treaty of Dover; (d) Habeas Corpus Act.

(अ) કેબલ પ્રધાન મંડળ (Cabal ministry) :— ચાર્લ્સ ર જાના સમયમાં કેવેલિયર પાર્લમેન્ટ વખતે કેબલ પ્રધાન મંડળ રાજાના સલાહકાર મંડળ તરીકે સ્થપાયું હતું, તેના પાંચ સભાસદો કલીફોર્ડ, આરલીંગ્ટન, બકીંગહામ, એશલી અને લોર્ડરસેલ હતો. આ પાંચેના નામના પહેલા અક્ષર ઉપરથી તે 'કેબલ મીનીસ્ટ્રી' કહેવાય. આ પ્રધાનમંડળે ફ્રાન્સ વિરૂદ્ધ ઇંગ્લંડ, હોલંડ અને સ્વીડનનો ત્રિરાજ્યસંઘ સ્થાપ્યો. છતાં ચાર્લ્સે લુઈ સાથે ડોવરના છુપા કરાર કર્યા અને તેથી ચાર્લ્સ ફ્રાન્સના રાજાનો આશ્રિત બન્યો. વળી ચાર્લ્સે ધાર્મિક છુટનું જાહેરનામું (Declaration of Indulgence) બહાર પાડયું અને કેથોલિકોને ધાર્મિક છુટ આપી કેબલ પ્રધાનમંડળના સભ્યો એકમત નહિ હોવાથી ચાર્લ્સ તેમની મદદથી પોતાનું ધાર્યું કરી શકયો. આથી કેબલ

પ્રધાનમંડળનો કારભાર નિષ્ફળ નીવડયો. કેવેલિયર પાર્લામેન્ટે **આ** પ્રધાનમંડળનો નાશ કર્યો.

**(ख) કલેરેન્ડન કોડ** (Clarendon Code):- ચાર્લ્સ ૨ જાની કેવેલિયર પાર્લમેન્ટનો પ્રધાન કલેરેન્ડન નામે હતો. પોતાના અમલ દરમ્યાન તેણે કેટલાક કાયદાઓ દાખલ કર્યા તે કલેરેન્ડન કોડ નામે જાણીતા છે. કલેરેન્ડનના કાયદાઓ :—

(૧) **કોરપોરેશન એકટ** :— આ કાયદાથી પ્યુરિટનોને મ્યુનિસિપાલીટિના કારભારમાં ભાગ લેતા અટકાવ્યા (૧૬૬૧)

(૨) **એકટ આવ્ યુનિફોરમીટી** :— આ કાયદાથી ઈંગ્લંડ અને વેલ્સના બધા ધર્મગુરૂઓને એકજ પાર્થનાપોથી વાપરવા ઠરાવ્યું (૧૬૬૨)

(૩) **કન્વેન્ટિકલ એકટ** :— આ કાયદાથી ખાનગી દેવળોમાં ભેગા મળી પ્રાર્થના કરવાની મનાઇ કરવામાં આવી (૧૬૬૪)

(૪) **ફાઇવ માઇલ એકટ** :— આ કાયદાથી એમ ઠરાવ્યું કે જેઓ પાર્થનાપોથીનો સ્વીકાર કરે નહિ તેઓને શહેરથી પાંચ માઇલની હદમાં રહેવું નહિ. (૧૬૬૫)

કલેરેન્ડને ઉપર પ્રમાણે પ્યુરિટનો વિરૂદ્ધ કાયદા કરી કેથોલિક ધર્મ પ્રત્યે પક્ષપાત બતાવ્યો. વળી ચાર્લ્સ ૨ જાએ હોલંડ વિરૂદ્ધ લડાઇ કરવા પાર્લમેન્ટે મંજુર કરેલાં નાણાં મોજશોખમાં ઉડાવી દીધાં. હોલંડ સામે યુદ્ધમાં ઇંગ્લંડનો પરાજય થયો. કલેરેન્ડને નાણાં મેળવવા ડંકર્કનું બંદર ફ્રાન્સને વેચી દીધું. આ કારણોને લઇને પાર્લમેન્ટે કલેરેન્ડન ઉપર કામ ચલાવવા નક્કી કર્યું. આથી કલેરેન્ડન ફ્રાન્સ નાસી ગયો.

**(क) ડાવરના છુપા કરાર** (Secret Treaty of Dover):— ચાર્લ્સ ૨ જાના સમયમાં કેબલ પ્રધાનમંડળે ઇંગ્લંડ, હોલંડ અને સ્વીડન વચ્ચે ફ્રાન્સ વિરૂદ્ધ ત્રિરાજ્યસંઘ સ્થાપ્યો પરંતુ ફ્રાન્સના રાજા લુઇ ૧૪ માએ ચાર્લ્સ ૨ જા સાથે ડાવરના છુપા કરાર કરી આ સંધ તોડયો. આ કરારની કલમો નીચે પ્રમાણે હતી :—

(૧) ચાર્લ્સ પોતે કેથોલિક પંથનો છે એમ જાહેર કરવું.

(૨) હોલંડ સામે લડવામાં ચાર્લ્સે ફ્રાન્સને મદદ કરવી.

(૩) લુઇ ૧૪ માએ ચાર્લ્સને દર સાલ ત્રણ લાખ પાઉંડની મદદ આપવી

(૪) લુઇએ પ્રજા વિરૂધ્ધ ચાર્લ્સને ફ્રેન્ચ લશ્કરની મદદ આપવી.

ઉપર પ્રમાણે છુપા કરાર કરી ચાર્લ્સ ૨ જાનો હેતુ પૈસા મેળવીને તેના જોર ઉપર પાર્લમેન્ટની સત્તા નાબુદ કરવાનો હતો. આ છુપા કરારથી ચાર્લ્સ ફ્રાન્સનો આશ્રિત બન્યો અને યૂરોપમાં ઈંગ્લંડને બદલે ફ્રાન્સનું વર્ચસ્વ સ્થપાયું.

**(છ) વ્યક્તિ સ્વાતંત્ર્યનો કાયદો (Habeas Corpus Act):–**

ઈ. સ ૧૨૧૫ માં પસાર થયેલા મેગ્નાકાર્ટાની કલમો પ્રમાણે ઈંગ્લંડમાં પ્રજાને એવો હકક મળ્યો હતો કે તે દરેક કેદીનો કોર્ટ આગળ ન્યાય ચલાવવા ન્યાયાધિશને વિનંતિ કરી શકે અને ન્યાયાધિશે દરેક કેદીને ન્યાય માટે પોતાની આગળ રજુ કરવા જેલના અધિકારીને હુકમ કરવો. સ્ટુઅર્ટ રાજાઓ પ્રજાની સ્વતંત્રતાનો આ હકક કચડી નાખી પોતાના વિરોધીઓને લાંબો વખત સુધી જેલમાં પુરી રાખતા. આથી ઈ સ. ૧૬૭૯ માં ચાર્લ્સ ૨ જાના વખતમાં શેફ્ટસબરી નામના પ્રધાને રાજાની સત્તા મર્યાદિત કરવા અને પ્રજાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા Habeas Corpus Act નામે કાયદો પાર્લમેન્ટમાં પસાર કરાવ્યો. આ કાયદાની કલમો નીચે પ્રમાણે હતી:—

(૧) રાજદ્રોહના ગુન્હા સિવાય બીજા કોઇપણ ગુન્હાની તપાસ ન્યાયની કચેરીમાં થવીજ જોઇએ એવી માગણી કેદી કરે તો ન્યાયાધિશે જેલના અધિકારીને હુકમ કરી તે કેદીને ૨૦ દિવસની અંદર ન્યાય આપવાની વ્યવસ્થા કરવી.

(૨) ન્યાયની કચેરીએ છોડી મુકેલા કેદીને તેજ ગુન્હા માટે ફરીથી કેદ પકડી શકાય નહિ.

(૩) કોઇપણ કેદીને પરદેશમાં પકડી શકાય નહિ.

પ્રજા સ્વાતંત્ર્યનો આ કાયદો ઈંગ્લંડની સ્વતંત્રતાના પાયારૂપ મનાય છે અને તેની ગણના મેગ્નાકાર્ટા, પીટીશન ઑવ્ રાઇટસ અને બીલ ઑવ્ રાઇટસના જેવીજ થાય છે.

**(Q. 27) Describe the Foreign Policy of Charles II.**

ચાર્લ્સ ૨ જો ગાદીએ આવ્યો તે વખતે શરૂઆતમાં પ્રજા તેનાં કાર્યોથી ખુશ થઇ ગઇ હતી. પરંતુ ચાર્લ્સનું ધ્યેય મોજશોખ કરવાનું હતું. પરંતુ આ માટે નાણાંની જરૂર હતી. તે નાણાં માટે પાર્લમેન્ટની મંજુરી તેને મેળવવી પડતી. પાર્લમેન્ટની આ દખલગીરીથી છૂટવા ચાર્લ્સે ફ્રાન્સના રાજા લુઇ ૧૪ માની મિત્રતા મેળવી. લુઇનો વિચાર ઇંગ્લંડને હાથ પર રાખી હોલંડના ડચ લોકોને હરાવી પરદેશો સાથેનો વેપાર પોતાના હાથમાં લઇ લેવાનો અને ઇંગ્લંડમાં કેથોલિક રાજસત્તા સ્થાપવાનો હતો. પરંતુ ઇંગ્લંડમાં કેબલ પ્રધાન મંડળે ફ્રાન્સ વિરૂધ્ધ ઇંગ્લંડ, હોલંડ અને સ્વીડનનો ત્રિરાજ્યસંઘ સ્થાપ્યો. આથી લુઇએ ચાર્લ્સને લાંચ આપી ફોડયો અને તેની સાથે ડોવરના છુપા કરારો કર્યા આ કરારોની ખબર મળતાં પાર્લમેન્ટે તેનો વિરોધ કર્યો. છતાં ચાર્લ્સે તેની પરવા કરી નહિ ત્રિરાજ્યસંધના કરાર થયેલા છતાં હોલંડ સામે ચાર્લ્સે યુદ્ધ જાહેર કર્યું. પણ તેમાં ઇંગ્લંડનો પરાજય થયો અને ઈંગ્લંડે આબરૂ ગુમાવી. ડોવરના કરારથી ઇંગ્લંડ ફ્રાન્સનું આશ્રિત બન્યું હતું, વળી ડંકર્ક બંદર પણ ફ્રાન્સને વેચી દેવામાં આવ્યું. આ કારણોથી ચાર્લ્સ ૨ જાની ખરાબ પરદેશનીતિને લીધે યૂરોપમાં ઇગ્લંડની મહત્તા તદન ઘટી ગઇ.

## જેમ્સ ૨ જો (૧૬૮૫ થી ૧૬૮૮)

### મુખ્ય બનાવો.

૧. જેમ્સના બીન કાયદેસર કાર્યો.

૨. ૧૬૮૮નો શાંત રાજ્યવિપ્લવ.

**(Q. 28) Mention some of the unconstitutional measures of James II and show how they led to the Revolution of 1688.**

દેશના કાયદા પ્રમાણે વર્તવાનું વચન આપી જેમ્સ ૨ જો ઈંગ્લંડની ગાદી ઉપર બેઠો હતો છતાં બીજા સ્ટુઅર્ટ રાજાઓની માફક તેનામાં પણ 'રાજાના ઇશ્વર દત્ત હક્ક' ની માન્યતા વસી હતી. પરંતુ તેનામાં ચાર્લ્સ ૨ જાની માફક સમય ઓળખવાની શક્તિ ન્હોતી. તેણે શરૂઆતમાંજ નીચે પ્રમાણે બીનકાયદેસર કાર્યો કર્યાં:-

(૧) કેથોલિકોને શિક્ષા કરવાનો કાયદો મુલતવી રાખ્યો.

(૨) બીન કાયદેસર જકાત અને કર નાંખ્યા.

(૩) કસોટીનો કાયદો ( Test Act ) રદ કર્યો અને કેથોલિકોને લશ્કરી અમલદારો નીમ્યા.

(૪) રાજ્યની બીજી ઉંચી નોકરીઓ કેથોલિકોને આપી.

(૫) સ્થાયી લશ્કરની મદદથી આપખુદ સત્તા જમાવી.

(૬) ધર્મ છુટનું જાહેરનામું બહાર પાડી કેથોલિકો તરફ પક્ષપાત બતાવ્યો.

(૭) ધર્મ છુટનું જાહેરનામું નહિ વાંચવા માટે સાત ધર્મગુરૂઓને કેદ પકડ્યા.

(૮) ન્યાયખાતું જેમ્સે પોતાના હાથમાં લઇ લીધું, અને હાઇ કમીશન કોર્ટ ફરીથી સ્થાપી.

જેમ્સ પોતે કેથોલિક હતો અને કેથોલિક તરફ તેને પક્ષપાત હતો એમ પ્રજાને લાગ્યું. વળી જેમ્સે દેશના કાયદાઓનો જાહેર રીતે ભંગ કર્યો અને પાર્લમેન્ટનું અપમાન કર્યું. આ બધાં કારણોને લીધે દેશમાં હાહાકાર ફેલાયો અને પરિણામે જેમ્સને ગાદી પરથી ઉઠાડી મુકી તેની જગ્યાએ તેની પુત્ર મેરી અને જમાઇ વિલિયમને ઈંગ્લંડની ગાદી પર બેસાડવા માટે ઇ. સ. ૧૬૮૮માં એક શાંત બળવો કરવામાં આવ્યો.

(Q. 29) Give the Causes of the Revolution of 1688

**ઈ. સ. ૧૬૮૮ના શાંત રાજ્ય વિપ્લવનાં કારણો:—**

(૧) જેમ્સ ૨ જો 'રાજાના ઈશ્વર દત્ત હક્ક'ના સિદ્ધાંતમાં માનતો હતો અને તેથી તેણે દેશના કાયદા વીરૂદ્ધ વર્તન ચલાવ્યું. તેણે

ટેસ્ટએક્ટ અને હેબીઅસ કોરપસ એક્ટનો ભંગ કર્યો અને ડયુક ઓફ મન્મથે કરેલાં બંડમાં ભાગ લેનારાઓની નિર્દય કતલ કરી. આથી પ્રજા તેના તરફ ગુસ્સે થઇ.

(૨) જેમ્સ પોતે કેથોલિક હતો અને કેથોલિક ધર્મ દેશમાં સ્થાપવા તેણે પ્રયત્ન કર્યો. ધર્મ છૂટનું જાહેરનામું પસિદ્ધ કરી તેણે કેથોલિકોને રાજ્યની ઉચી પદ્વીઓ આપી તથા લશ્કરમાં અમલદારો નીમ્યા. પોપના વકીલનું તેણે જાહેર સ્વાગત કર્યું. વળી ગુન્હેગાર ઠરેલા કેથોલિકોને પણ તેણે માફી આપી. આ પક્ષપાતને લીધે બીજા ધર્મના અનુયાયીઓ વિરોધી બન્યા.

(૩) જેમ્સે કાયમી લશ્કર વધાર્યુ અને તેની મદદથી પ્રજાને દાબમાં રાખવા પ્રયત્ન કર્યો. લંડન પાસે તેણે ૧૩,૦૦૦ માણસોનું લશ્કર રાખ્યું.

(૪) લુઇ ૧૪મા સાથે મિત્રતા રાખી તેની પાસે દર સાલ નાણું મેળવ્યાં.

(૫) ગેરકાયદેસર કામો માટે વિરોધ થતાં જેમ્સ પાર્લમેન્ટ બરખાસ્ત કરવા લાગ્યો.

(૬) જેમ્સને ત્યાં પુત્રનો જન્મ થવાથી લોકોને લાગ્યું કે જેમ્સ પછી તેનો પુત્ર ગાદીએ આવતાં તે પણ તેનીજ રાજ્યનીતિ કાયમ રાખશે.

(૭) જેમ્સે ધાર્મિક છુટનું જાહેરનામું જાહેરમાં દરેક દેવળોમાં વાંચવાનું ફરમાન કાઢયું. આ હુકમ વીરૂદ્ધ સાત ધર્માધિકારીઓ થયા. તેમણે એ ફરમાન વાંચવા ના પાડી. આથી જેમ્સે તેમને કેદ કર્યા અને ન્યાયની કચેરીમાં કેસ ચલાવ્યો. આથી પ્રજા ભારે રોષે ભરાઇ. આખરે આ સાત ધર્મગુરૂઓ નિર્દોષ ઠર્યા.

(૮) ઉપર પ્રમાણેનાં વિરોધી રાજ્ય ધોરણને લીધે પ્રજાએ જેમ્સ ર જાની પુત્રી મેરી અને તેના પતિ વિલિયમ ઑવ્ ઓરેન્જને ઇંગ્લાંડની ગાદી સ્વીકારવા આમંત્રણ આપ્યું અને તેનો તેમણે સ્વીકાર કર્યો એમ સાંભળતાંજ જેમ્સ ર જો ફ્રાન્સ નાસી ગયો. વિલિયમે આવી પ્રજા હકકના ખરડા પર સહી કરી તે ઇંગ્લાંડની ગાદી ઉપર બેઠો

આ રીતે ઇ. સ. ૧૬૮૮નો શાંત રાજ્ય વિપ્લવ એકપણ લોહીનું ટીપું પાડયા વગર સંપૂર્ણ થયો.

(Q. 30) What were the effects of the Revolution of 1688 on (a) the powers of the King, (b) the standing army, (c) the appointment of ministers and (d) the position of the judges.

Or

Relate briefly the benefits of the Revolution of 1688.

Or

What notable changes did the Revolution of 1688 make in the English Government ?

Or

Show the importance of the Revolution of 1688.

Or

Why is the Revolution of 1688 called glorious in the English History ? Give your reasons.

**ઈ. સ. ૧૬૮૮ ના શાંત રાજ્ય વિપ્લવની અસરઃ—**

**(અ) રાજ સત્તા ઉપરઃ—** 'રાજાના ઇશ્વરદત્ત હક્ક'નો સિદ્ધાંત નાબુદ થયો. રાજા પાર્લમેન્ટની સંમતિ વગર કાંઇપણ ફેરફાર કરી શકે નહિ તેમજ કોઇ પણ કાયદો ઘડી શકે નહિ. દેશના બધા કાયદા સામાન્ય પ્રજાને તેટલાજ રાજાને બંધનકર્તા ગણાશે. રાજાનું પદ પાર્લામેન્ટની મરજી ઉપર આધાર રાખશે. પાર્લામેન્ટની સંમતિ વિના રાજ્ય–કારભાર ચલાવી શકાશે નહિ. રાજ્યને લગતા પ્રશ્નો પર પાર્લામેન્ટને ચર્ચા કરવાની સંપૂર્ણ છૂટ આપવામાં આવશે. રાજ્યની તીજોરી પર પાર્લામેન્ટનો સંપૂર્ણ અધિકાર રહેશે. રાજા પાર્લામેન્ટ વગર રાજ્ય

-ચલાવી શકશે નહિ રાજાના ખર્ચને માટે પાર્લામેન્ટે દર વરસે અમુક રકમ આપવી. આથી રાજસત્તા મર્યાદિત બની.

(ब) **સ્થાયી લશ્કર ઉપર:**—૧૬૮૮ ના રાજ્ય વિપ્લવને અંતે લશ્કર ઉપરનો તમામ કાબુ પાર્લામેન્ટના હાથમાં આવ્યો. શાંતિના સમયમાં રાજા સ્થાયી લશ્કર રાખી શકે નહિ એમ ઠરાવ્યું વળી જો સ્થાયી લશ્કર રાખવાની જરૂર પડે તો રાજાએ તેના ખર્ચની રકમ દર વરસે પાર્લામેન્ટ પાસે મંજુર કરાવવી. આ કાયદાને મ્યુટીની એક્ટ કહે છે.

(क) **પ્રધાનોની નિમણુક ઉપર:**—રાજ્યવિપ્લવ અગાઉ રાજા પોતે પોતાના પ્રધાનોની નિમણુક કરતો હતો. પણ રાજ્યવિપ્લવ પછી એવું નક્કી કરવામાં આવ્યું કે આમની સભામાં બહુમતિ ધરાવતા પક્ષમાંથીજ રાજાએ પ્રધાન મંડળ નીમવું. પ્રધાન મંડળની સંયુક્ત જોખમદારીની પ્રથા ત્યારથીજ શરૂ થઇ.

(ड) **ન્યાયાધિશો ઉપર:**—રાજ્ય વિપ્લવ અગાઉ ન્યાયાધિશો રાજાની મરજી પ્રમાણે ન્યાય આપતા. પણ ત્યારપછી ન્યાયાધિશો સ્વતંત્ર બન્યા અને કાયદા પ્રમાણે ન્યાય આપવા લાગ્યા.

ઉપરની અસરો ઉપરથી જોઇ શકાય છે કે રાજ્યવિપ્લવથી દેશમાં મર્યાદિત રાજ્યતંત્ર સ્થપાયું અને રાજાની આપખુદ સત્તા નાશ પામી. આ વિપ્લવમાં એક પણ લોહીનું ટીપું રેડયા વગર રાજ્યસત્તાની ફેરફારી થઇ અને તેથીજ તે ઇતિહાસમાં Glorious Revolution તરીકે જાણીતો છે.

# વિલિયમ ૩ જો અને મેરિ (૧૬૮૯ થી ૧૭૦૨)

૧. રાજ્યવિપ્લવ પછીની ઇંગ્લંડની રાજ્યવ્યવસ્થા.

(अ) પ્રજાહક્કનો ખરડો (Bill of Rights)

(ब) મ્યુટીની એક્ટ

(क) એક્ટ ઑવ્ સેટલમેન્ટ.

(ड) કેબીનેટ પધ્ધતિ

૨. નોંધ:–ગ્લેન્કોની કતલ

## (Q. 31) How was the English Constitution settled after the Revolution of 1688?

ઇ. સ. ૧૬૮૮ના શાંત રાજ્ય વિપ્લવ પછી પાર્લામેન્ટની સત્તા શ્રેષ્ઠ છે એમ ઠર્યું અને રાજાની સત્તા મર્યાદિત બની. વિલિયમ ત્રીજાને પ્રજા તરફથી ઇંગ્લંડની ગાદી મળી. આથી રાજાનું પદ પ્રજાના હાથમાં છે એમ સાબીત થયું. વળી ૧૬૮૮ પછી વિલિયમ પાસે પાર્લામેન્ટે રાજસત્તાના નિયમન માટે પ્રજા હક્કનો ખરડો (Bill of Rights) મંજુર કરાવ્યો અને એનાથી પ્રજાના હક્કો સ્થાપિત થયા.

થોડાં વર્ષ પછી એમ નક્કી કરવામાં આવ્યું કે રાજાના ખર્ચને માટે પાર્લામેન્ટે દર વરસે અમુક રકમ મંજુર કરવી. આથી ટ્રેઝરી ઉપર પ્રજાની સત્તા સ્થપાઇ અને રાજાએ દર વરસે પાર્લમેન્ટ સમક્ષ 'બજેટ' રજુ કરવાની પ્રથા પડી.

વળી મ્યુટીની એક્ટ પસાર કરીને પાર્લમેન્ટે રાજા પાસેથી સ્થાયી લશ્કરની સત્તા લઇ લીધી. અને લશ્કરનો ખર્ચ રાજાએ પાર્લમેન્ટ પાસે દર વરસે મંજુર કરાવવો એમ ઠરાવ્યું.

ઇ. સ. ૧૬૯૪માં એમ ઠરાવવામાં આવ્યું કે પાર્લમેન્ટની નવી ચુંટણી દર ત્રણ વર્ષે થવી જ જોઇએ.

ઇ સ. ૧૭૦૧માં એકટ ઑફ્ સેટલમેન્ટ પસાર કરી એમ ઠરાવ્યું કે:—

(૧) એન રાણીના મરણ પછી ઇંગ્લંડની ગાદી હેનોવર વંશને આપવી.

(૨) ઇંગ્લંડનો રાજા પ્રોટેસ્ટન્ટ ધર્મનોજ હોવો જોઇએ.

(૩) પોતાના ગેરકાયદેસર કૃત્યો માટે પાર્લમેન્ટ પ્રધાનો ઉપર કામ ચલાવી શકે તેમાં રાજાનો દખલ ચાલે નહિ.

(૪) ન્યાયાધિશોની નીમણુંક જીંદગી પર્યંતની કરવી અને તેને પાર્લમેન્ટના ઠરાવથીજ દૂર કરી શકાય એમ ઠરાવ્યું.

પાર્લમેન્ટમાં વ્હિગ અને ટોરી પક્ષ વચ્ચે ફાટફૂટ જણાતાં વિલિયમે ઇ. સ. ૧૬૯૬ માં આમની સભામાં બહુમતિ ધરાવતા

પક્ષમાંથી પ્રધાન મંડળ નીમવાની પ્રથા ચાલુ કરી. આ રીતે હાલની કેબીનેટ પદ્ધતિની શરૂઆત વિલિયમ ૩ જાના વખતથી થઇ.

(Q. 32) Write short notes on :—

(a) Bill of Rights; (b) Massacre of Glencoe; and (c) Act of Settlement.

**પ્રજાહક્કની પત્રિકા** (Bill of Rights): જેઇમ્સ ૨ જો ઈંગ્લંડ છોડી ફ્રાન્સ નાસી ગયો એટલે ઈ. સ ૧૬૮૯ માં એક કામચલાઉ પાર્લામેન્ટ (Convention Parliament) ભેગી મળી. આ પાર્લામેન્ટમાં વ્હિગ સભ્યોની બહુમતિ હતી. તેમણે જેમ્સને પદભ્રષ્ટ થયેલો જાહેર કર્યો અને વિલિયમ ૩ જાને ઇંગ્લંડની ગાદી પર બેસાડયો. આ પછીથી પાર્લામેન્ટે વિલિયમ આગળ પ્રજાહક્કની પત્રિકા રજુ કરી, એ પત્રિકામાં જેમ્સ ૨ જાના અયોગ્ય કાર્યો તથા તેના ગાદીત્યાગનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. વળી તેજ પત્રિકામાં રાજસત્તાને મર્યાદિત કરતા કેટલાક પ્રજાના હકકોની મંજુરી પણ માગવામાં આવી હતી. એ પત્રિકામાં જાહેર કરવામાં આવ્યું હતું કે:–

(૧) રાજા પાર્લામેન્ટની સંમતિ સિવાય કોઈ કાયદો ઘડી કે રદ કરી શકે નહિ.

(૨) રાજા પાર્લામેન્ટની સંમતિ વગર નવા કરો ઉઘરાવી શકે નહિ.

(૩) પાર્લામેન્ટના સભ્યો સભાગૃહમાં જે કાંઇ બોલે તે માટે રાજાથી કોઈ પણ અદાલતમાં કામ ચલાવી શકાય નહિ.

(૪) રાજા સ્થાયી લશ્કર રાખી શકે નહિ.

(૫) રાજા ન્યાયાધિશો કે પંચ ઉપર દબાણ કરી શકે નહિ.

(૬) પાર્લામેન્ટની ચુંટણી સ્વતંત્રપણે થવી જોઇએ.

(૭) રાજા પાર્લામેન્ટ બોલાવ્યા સિવાય રાજ્ય ચલાવી શકે નહિ.

વિલિયમ ૩ જાએ ઈ. સ. ૧૬૮૯ માં આ પ્રજાહકકની પત્રિકાને મંજુરી આપી એટલે તેનો કાયદા તરીકે સ્વીકાર થયો. એનાથી રાજસત્તા મર્યાદિત બની ગઈ.

**ગ્લેન્કોની કતલ** (Massacre of Glencoe) :–ઈંગ્લંડની ગાદી ઉપર સ્થાયી થયા પછી વિલિયમ સ્કોટલાંડ ગયો. ત્યાં તેણે સ્કૅન્ટીશ પાર્લામેન્ટ બોલાવી અને પ્રજાહકકોનો ખરડો મંજુર કર્યો. એટલે સ્કોટલાંડના લોકોએ પણ ખુશીથી વિલિયમને રાજા તરીકે સ્વીકાર્યો. પરંતુ હાઇલેંડર્સે વિરોધ કર્યો પણ તેઓને તરતજ દબાવી દેવામાં આવ્યા. આ વખતે એક અત્યંત ક્રુર કૃત્ય વિલિયમને હાથે થયું. વિલિયમે સ્કોટલાંડમાં જઇ જાહેર કર્યું કે અમુક તારીખ સુધીમાં સઘળા ટોળનાયકોએ તેની પાસે તાબે થવાના સોગંદ લેવા. સઘળા નાયકો વખતસર આવી ગયા પણ અકસ્માત ગ્લેન્કોનો મેકડોનલ્ડ મોડો પડયો. મેકડોનલ્ડના દુશ્મનોએ વિલિયમને જણાવ્યું કે તેની ટોળી સોગંદ લેવાની નથી. આ ટોળી ગ્લેન્કોની ખીણમાં રહેતી હતી. વિલિયમે પોતાનું લશ્કર તેમની સામે મોકલ્યું. આ ટોળીના નાયકને આ બાબતની ખબર ન્હોતી એટલે તેણે લશ્કરનાં માણસોની મહેમાનગીરી કરી. પરંતુ વિલિયમના લશ્કરે લાગ જોઇ તમામ ટોળીનો નાશ કર્યો. આ ત્રાસદાયક બનાવ વિલિયમની કીર્તિને ઝાંખ લગાડે છે. (ઈ. સ. ૧૬૯૨)

**રાજ્ય વારસાનો કાયદો** (Act of Settlement): વિલિયમ ૩ જો સંતતિ વિનાનો હતો. વળી તેના પછી ગાદીએ આવનાર એનનો એક પુત્ર હતો તે પણ ઇ. સ, ૧૭૦૧ માં મરણ પામ્યો. આથી રાજ્ય વારસાનો કાયદો કરવાની જરૂર પડી. આ કાયદાથી પાર્લામેન્ટે ઠરાવ્યું કે એન જો નિર્વંશ મરી જાય તો પહેલા જેમ્સની પુત્રી જે હેનોવરના ઇલેકટરને પરણી હતી તેના વંશજો ઈંગ્લંડની ગાદી ઉપર આવે કેમકે તે પ્રોટેસ્ટંટ ધર્મના હતા. આ કાયદામાં વારસાની કલમો સિવાય પાર્લામેન્ટની સત્તામાં વધારો કરનારી કેટલીક કલમો પણ હતી:–

(૧) રાજાએ દેશના સ્થાપિત ધર્મમાં દાખલ થવુંજ જોઇએ.

(૨) પાર્લામેન્ટની રજા વગર રાજાએ પરદેશ સાથે લડાઇ કરવી નહિ

(૩) પરદેશીઓને સરકારી નોકરીમાં દાખલ કરવા નહિ.

(૪) રાજ્યની નોકરી કરતા માણુસથી પાર્લમેન્ટના સભાસદ થઇ શકાશે નહિ.

(૫) ન્યાયાધિશો સારી વર્તણુક રાખે ત્યાંસુધી બરતરફ થઇ શકે નહિ.

(૬) આમની સભાએ ગુન્હેગાર ઠરાવેલા માણુસને રાજાથી માફી આપી શકાય નહિ.

(Q. 33) How do you say that William III was a great statesman? How did he become unpopular? Account for the increase in the strength and power of Parliament in his reign.

વિલિયમ ૩ જાના ડહાપણભર્યાં કારભારથી દેશમાં શાંતિ સ્થપાઇ અને રાજ્ય વ્યવસ્થા સુધરી. વળી તેની પરદેશનીતિથી બીજા દેશોમાં ઇંગ્લંડનો દરજ્જો વધ્યો. આથી તે ખરો મુત્સદ્દી ગણાય છે. વળી તેણે લોકમતને અનુસરી પ્રજાહક્કનો ખરડો મંજુર કર્યો એટલું જ નહિ પણ પ્રજાહક્કના તેમજ દેશને ઉપયોગી બીજા ઘણા કાયદાઓ પસાર કરાવ્યા. ધાર્મિક સ્વતંત્ર્યનો કાયદો પસાર કરાવી ધર્મની તકરારનો અંત આણ્યો. વળી તેણે છાપાંની છુટ આપી, અને રાષ્ટ્રિય દેવાંની યોજના તથા બેંક ઑવ્ ઇંગ્લંડની સ્થાપના પણ કરી. વળી રાજ્ય કારભારમાં ઐકયતા સ્થાપવાને તેણે પ્રધાન મંડળની રચના કરી અને તેમ કરવાથી રાજ્ય કારભાર સ્થિર થયો. વળી તેની પરદેશનીતિ યશસ્વી હતી. તેના વખતમાં ફ્રાન્સ અને સ્પેન વચ્ચે સંધી થવાથી યૂરોપમાં ફ્રાન્સનું વર્ચસ્વ વધી જાય એમ હતું. આથી વિલિયમે ફ્રાન્સ વિરૂદ્ધ ઇંગ્લંડ, હોલંડ અને આસ્ટ્રિયાનો એક સંઘ સ્થાપ્યો અને ફ્રાન્સની વધતી જતી સત્તા અટકાવી. આવી રીતે પોતાની મુત્સદ્દિગીરીથી તેણે યૂરોપનાં રાજ્ય કારણમાં હાથ ઘાલી ઇંગ્લંડની પ્રતિષ્ઠા વધારી.

પરંતુ વિલિયમ પરદેશી હોવાથી હંમેશાં ડચ સલાહકારોની સલાહ મુજબ વર્તતો. આથી અંગ્રેજ લોકોને તે અળખામણો થયો. વળી રાણી મેરિનાં મરણ પછી ઇંગ્લંડની પ્રજાનો વિલિયમ પ્રત્યેનો

પ્રેમ ઓછો થઇ ગયો. વળી લોકોને તેની પરદેશનીતિ પણ ગમી નહિ. હોલંડનાં રક્ષણ માટે વિલિયમ ઈંગ્લંડને પરદેશ સાથે યુદ્ધમાં ઉતારે છે એવું લોકોએ ધાર્યું. વળી આ યુદ્ધથી ઈંગ્લંડનું દેવું વધતું જતું હતું. આથી ઇંગ્લંડની પ્રજા તેના પ્રત્યે નાખુશ થઇ.

તેમ છતાં વિલિયમ ૩ જાના સમયમાં પાર્લમેન્ટની સત્તા ઘણીજ વધી અને રાજાની સત્તા મર્યાદિત થઇ. વળી કેબીનેટ પદ્ધતિ દાખલ થતાં દેશની રાજ્ય વ્યવસ્થામાં Executive ઉપર Legislature ની સત્તા સ્થાપન થઇ. વળી રાજાને પોતાના ખર્ચની રકમ માટે દર વર્ષે પાર્લમેન્ટની મંજુરી લેવાનું ઠરાવ્યું. આથી રાજાએ દર વર્ષે પાર્લમેન્ટ સમક્ષ બજેટ રજુ કરવું એમ ઠર્યું. વળી મ્યુટીની એકટ પસાર કરી પાર્લમેન્ટે સૈન્ય ઉપર સત્તા મેળવી. આથી રાજાનું પ્રજા પર જુલમ કરવાનું સાધન લઇ લેવામાં આવ્યું. એકટ ઑવ સેટલમેન્ટથી ન્યાયાધિશો સ્વતંત્ર થયા અને પ્રધાનોનાં ગેરકાયદેસર કૃત્યો માટે પાર્લમેન્ટ તેમના પર કામ ચલાવી શકે એમ ઠર્યું. આ રીતે ઈંગ્લાંડમાં હાલ ચાલતાં મર્યાદિત રાજતંત્રની ખરી શરૂઆત વિલિયમ ૩ જાના સમયમાં જ થઇ

## ઍન ( ૧૭૦૨ થી ૧૭૧૪ )

### મુખ્ય બનાવો

૧. ઈંગ્લાંડ અને સ્કોટલંડનું જોડાણ ( ૧૭૦૭ )

૨. ડ્યુક ઑવ્ માર્લબરોનો કારભાર.

૩. સ્પેનના વારસાનું યુદ્ધ–યુ. ટ્રેક્ટનું તહનામું.

(Q 34) Why was it necessary to bring about the union of England and Scotland? How did it affect each of them?

જેમ્સ ૧ લાના સમયથી ઈંગ્લંડ અને સ્કોટલંડનો રાજા એક થયો છતાં બંન્ને દેશની પાર્લમેન્ટ હજુ જુદી જુદી હતી કારણકે આ

બંને દેશના લોકોનો ધર્મ જુદો હતો. સ્કોટલંડના લોકો પ્રેસ્બિટેરિયન પંથના અને ઇંગ્લંડના લોકો એપિસ્કોપેલિયન પંથના હતા. વળી સ્કોટલંડને પણ નૌકાયનનો કાયદો લાગુ પાડવામાં આવ્યો હોવાથી સ્કોટલંડના લોકોને ઈંગ્લંડ અને તેનાં સંસ્થાનો સાથે વેપાર કરવાની છૂટ ન્હોતી. આથી બંને દેશ વચ્ચે જોડાણ થવું અશકય બનતું. આ સમયે સ્કોટલંડના લોકોએ અમેરિકામાં ડેરિયનની સંયોગિભૂમિ પાસે સ્વતંત્ર વસાહતો સ્થાપવા પ્રયત્ન કર્યો. પરંતુ ઇંગ્લંડની સરકારની સ્વાર્થ નીતિથી આ યોજના પડી ભાંગી. આથી ઇ. સ. ૧૭૦૪માં સ્કોટલંડની પાર્લમેન્ટે એકટ ઑવ્ સીક્યુરીટીનો કાયદો પસાર કરી એવું જાહેર કર્યું કે સ્કોટલંડ ઉપર નંખાયેલા વ્યાપારિક, ધાર્મિક અને રાજકીય બંધનો દૂર કરવામાં આવશે નહિ તો સ્કોટલંડ એન પછીના હેનોવર વંશના રાજાનો સ્વીકાર કરશે નહિ અને સ્વતંત્ર રાજાની નીમણુક કરશે અને પોતાના દેશનું રક્ષણ કરવા જુદું લશ્કર રાખશે. આ પરિસ્થિતિનો શાંતિથી નીકાલ લાવવા ઇંગ્લંડની સરકારે બંને દેશના આગેવાનોની એક સમિતિ નીમી. આ સમિતિએ બંને દેશનાં એકીકરણનો ખરડો ઘડી કાઢયો અને તે બંને દેશની પાર્લમેન્ટમાં ઇ. સ. ૧૭૦૭માં પસાર થયો. આ કાયદાથી બંને દેશ એકત્ર થયા અને તેનું નામ ગ્રેટબ્રિટન આપવામાં આવ્યું અને બંને દેશનો સંયુક્ત વાવટો (Union Jack) બન્યો. સંસ્થાનો સાથેના વેપાર સંબંધી બંન્ને દેશના હક્ક સરખા કરવામાં આવ્યા. વળી સ્કોટલંડનો રાષ્ટ્રિય ધર્મ અને કાયદા કાયમ રાખવામાં આવ્યા. સ્કોટલંડની જુદી પાર્લમેન્ટ રદ કરી બંને દેશની પાર્લમેન્ટ એકત્ર કરવામાં આવી અને આથી ઇંગ્લંડની પાર્લમેન્ટમાં ઉમરાવની સભામાં ૧૬ અને આમની સભામાં ૪૫ સ્કોટલંડના સભ્યો બેસે એમ નક્કી કરવામાં આવ્યું. ડેરિઅનની યોજના પડી ભાંગી તે બદલ ઇંગ્લંડે દશ હજાર પૌંડ સ્કોટલંડને આપવા.

ઇંગ્લંડ અને સ્કોટલંડનાં એકીકરણથી બંને દેશને ફાયદા થયા. ઇંગ્લંડને નજીકના દુશ્મનો ટળી ગયા અને સ્કોટલંડના વારંવાર થના

બળવાનો અંત આવ્યો. વળી ઈંગ્લંડના લશ્કરમાં સ્કોટલંડના હાઈલેન્ડર્સ જોડાવાથી લશ્કરનું બળ વધ્યું. વેપાર સંબંધી બંધનો દૂર થવાથી સ્કોટલંડનો વેપાર વધ્યો અને પરિણામે સ્કોટલંડમાં મોટાં શહેરો અને બંદરો બન્યાં. ધર્મ અને કાયદાની બાબતમાં બંને દેશ સ્વતંત્ર રહ્યા આથી તેમની વચ્ચે તકરારનું કારણ રહ્યું નહિ. પરિણામે ગ્રેટબ્રિટનનું એક વ્યવસ્થિત અને એક સંપી રાષ્ટ્ર થયું.

(Q 35) Write what you know about the Duke of Marlborough.

ડ્યુક ઑવ્ માર્લબરો :—

(૧) જન્મ :—માર્લબરોનો જન્મ ઇ. સ ૧૬૫૦ માં થયો હતો તેનું મૂળ નામ ચર્ચીલ હતું.

(૨) **લશ્કરી નોકરી** :—ચાર્લ્સ ૨ જાના સમયમાં તેણે પહેલ વહેલી લશ્કરી નોકરી લીધી હતી. થોડા જ વખતમાં તે કર્નલની પદ્દીએ પહોંચ્યો. તેનામાં સેનાપતિને યોગ્ય સઘળા ગુણો હતા. તેની યુદ્ધનીતિ 'યાહોમ' કરવાની હતી. તે લડાઇમાં જરાપણ બીતો નહિ. યુદ્ધની મુશ્કેલીઓથી એ જરાયે ડગતો નહિ. તેમ છતાં એ સ્વભાવે શાંત અને ગંભીર હતો. તેની વાણીમાં મીઠાસ હતી આથી તે સર્વના મન હરી લેતો. આ સદ્ગુણો હોવા છતાં તે મહાલોભી, કૃપણ, શઠ અને સ્વાર્થી હતો.

(૩) **સેનાપતિ તરીકે**:—ચાર્લ્સ ૨ જાના સમયમાં પોપીશતરકટ વખતે તેણે સારી મદદ કરી હતી. આથી જેમ્સ ૨ જો ગાદીએ આવતાં તેણે માર્લબરોને સેનાપતિ બનાવ્યો. મન્મથનાં કાવત્રામાં તેણે સેજમૂરની લડાઇમાં તેને હરાવ્યો. જેમ્સે તેને કેથોલિક ધર્મ પાળવાનું કહ્યું. તે તેણે ના પાડી અને વિરૂદ્ધ પક્ષમાં જોડાયો. વિલિયમ ૩ જો ગાદીએ આવ્યો ત્યારે માર્લબરોને અર્લનો ખિતાબ મળ્યો. વિલિયમે તેને સેનાપતિ બનાવ્યો. છતાં તેની સામે પણ તે પ્રપંચ કરતો. તે જેકોબાઈટ પક્ષમાં ભળ્યો. તેનો વિચાર વિલિયમ પછી એનને ગાદીએ

અપાવવાનો હતો કારણ કે ઍન અને માર્લબરોની સ્ત્રી સરા જેનીગ્સ બાળસહિયરો હતાં.

વિલિયમને આ વાતની ખબર પડતાં તેણે માર્લબરો પાસેથી બધા અધિકાર લઇ લીધા અને અનને બીજા મહેલમાં જુદી રાખી. આથી માર્લબરોએ વિલિયમ વિરૂદ્ધ કામો કરવા માંડયાં. તે સ્વભાવે નીચ હતો. પોતાનો સ્વાર્થ નહિ સાધવાથી ફ્રાન્સ સામેના યુદ્ધ વખતે લડાઇની ખાનગી બાતમીઓ ફ્રાન્સને મોકલતો. પરંતુ એ અરસામાં મેરિ મરણ પામી અને ઍનને ગાદી આપવાનું નક્કી થયું. યૂરોપનાં મહાયુદ્ધોમાં માર્લબરોનું પરાક્રમ વિલિયમે જોયું હતું. આથી વિલિયમે એનને બોલાવી માર્લબરોને સેનાપતિ અને સલાહકાર તરીકે ચાલુ રાખવા જણાવ્યું. આથી માર્લબરો ઇગ્લંડમાં સર્વસત્તાધીશ થયો અને યુરોપમાં તેની કીર્તિ ગવાઇ.

ઍનના સમયમાં સ્પેનના વારસાનું યુદ્ધ થયું. આ ફ્રાન્સ સામેના યુદ્ધમાં માર્લબરોએ મહાન વિજય મેળવી ઇંગ્લંડની કીર્તિ વધારી અને આખા યુરોપમાં ઇગ્લંડનું વર્ચસ્વ સંપૂર્ણ વધ્યું.

પરંતુ એ યુદ્ધમાં રાજ્યનો ખર્ચ વધી ગયો. હવે પાર્લમેન્ટમાં ફેરફારો થયા. વ્હિગપક્ષ જે લડાઇની તરફેણમાં હતો તેની સત્તા જતી રહી અને ટોરી પક્ષ સત્તાવાન થયો. માર્લબરો પણ ટોરી પક્ષનો હતો. પણ ટોરીઓ લડાઇની વિરૂદ્ધ હતા જ્યારે માર્લબરો લડાઇ ચાલુ રાખવા માગતો હતો. પરંતુ ટોરીપક્ષે તેની સલાહ નહિ માની અને ફ્રાન્સ સાથે સુલેહ કરી. આથી માર્લબરો છૂટો થઇ ગયો. પાર્લમેન્ટ તેની વિરૂદ્ધ હતી તેમજ ઍનની મહેરબાની પણ તેના પરથી ઉતરતી જતી હતી. આથી ઇ. સ ૧૭૧૦માં માર્લબરો દેશ છોડી યૂરોપમાં જઇ રહ્યો.

**(Q 36) What were the causes and effects of the War of Spanish Succession?**

**સ્પેનના વારસાના વિગ્રહનાં કારણો:**—સ્પેનના રાજા ચાર્લ્સ ૨ જાને કાંઇપણ સંતાન ન્હોતું આથી તેની ગાદી માટે તેણે એક

વસીયતનામું કર્યું. તે વખતે સ્પેનની ગાદી માટે ફ્રાન્સનો રાજકુંવર તથા આસ્ટ્રિયાનો રાજકુંવર હક્કદાર વારસ હતા. પરંતુ ચાર્લ્સ ૨ જાએ સ્પેનની ગાદી માટે ફ્રાન્સના રાજકુંવરને વારસ જાહેર કર્યો. આથી તેનાં મરણ પછી સ્પેનની ગાદી માટેના હક્કની લડાઇ આસ્ટ્રિયાએ ફ્રાન્સ વિરૂદ્ધ જાહેર કરી. ઇંગ્લંડ આસ્ટ્રિયાના પક્ષમાં જોડાયું. વિલિયમ ૩ જાને ફ્રાન્સના લુઇ સામે વિરોધ હતો કારણ કે તેણે સ્ટુઅર્ટ રાજાઓનો પક્ષ લીધો હતો. પરંતુ એટલામાં વિલિયમ મરણ પામ્યો પરંતુ તે અગાઉ તેણે ફ્રાન્સની સામે ઇંગ્લાંડ, હોલંડ અને જર્મની વચ્ચે એક સંઘ (Grand Alliance) સ્થાપ્યો હતો. તે વખતે ઇંગ્લંડના લશ્કરનો સેનાધિપતિ માર્લબરો હતો. તેણે એનના વખતમાં ફ્રાન્સ સામેનું યુદ્ધ ચાલુ રાખ્યું. તેણે યૂરોપમાં અનેક જીતો મેળવી ઇંગ્લંડની કીર્તિ વધારી. આ લડાઇમાં ફ્રેન્ચ લોકોને બ્લેનહેમ આગળ હરાવી માર્લબરોએ જીબ્રાલ્ટર લઇ લીધું. વળી તેણે રેમિલિસ, ઉડીનાર્ડ અને માલ્પ્લાકવેટમાં જીત મેળવી યૂરોપમાં ઇંગ્લંડની સત્તા સર્વોપરી બનાવી તેની મરજી આ લડાઇ ચાલુ રાખવાની હતી પરંતુ તે વખતે પાર્લામેન્ટમાં ટોરીપક્ષ વધુ બળવાન થયો. તેણે લડાઇ અટકાવવા ઠરાવ્યું. એને પણ તે કબુલ્યું. આથી ફ્રાન્સ સાથે ઇ. સ. ૧૭૧૩ માં યુટ્રેકટની સંધી કરવામાં આવી. આથી સ્પેનના વારસાની લડાઇનો અંત આવ્યો.

**પરિણામ:**— સ્પેનના ગાદી વારસાના હકકની લડાઇ લગભગ દશ વર્ષ ચાલી. સત્તાની સમતુલા જળવાઇ રહે તે માટે ઇંગ્લંડે આ યુદ્ધમાં ભાગ લીધો. આ લડાઇથી ઇંગ્લંડને અનેક ફાયદા થયા. જીબ્રાલ્ટર જેવો દુર્જય કિલ્લો અંગ્રેજોને હાથ આવ્યો અને ભૂમધ્ય સમુદ્ર ઉપર ઇંગ્લંડની સત્તા થઇ. ઇંગ્લંડનું નૌકાબળ પ્રથમ પંક્તિનું ગણાવા લાગ્યું. અને ફ્રાન્સની દરિઆઇ સત્તા તૂટી પડી. સ્પેનનું બળ પણ તૂટી ગયું. અંગ્રેજો બધે છૂટથી વેપાર કરી શકયા. આ લડાઇમાં ઇંગ્લંડને અમેરિકામાં કિનારા ઉપર તથા ભૂમધ્ય સમુદ્રમાં જે લાભો

મળ્યા તે ભવિષ્યના બ્રીટીશ સામ્રાજ્યના પાયારૂપ નીવડયા. દેશાવરમાં અંગ્રેજ સંસ્થાનો સ્થાપવાની પ્રવૃત્તિ બીજા દેશો કરતાં ઘણીજ વધી ગઇ અને પરિણામે પરદેશ સાથેનો વેપાર પણ વધ્યો.

(Q. 37) Write a short note on the Treaty of Utrecht.

સ્પેનનો રાજા અપુત્ર હોવાથી તેની ગાદી માટે બે વારસો હતા. (૧) ફ્રાન્સનો રાજકુંવર અને (૨) આસ્ટ્રિયાનો રાજકુંવર. સ્પેનના રાજા ચાર્લ્સ ૨ જાએ ફક્ત ફ્રાન્સના રાજકુંવરને વારસ નીમ્યો. આથી તેનાં મરણ પછી આસ્ટ્રિયાના રાજકુંવરે ફ્રાન્સ વિરૂદ્ધ લડાઇ જાહેર કરી. ઇંગ્લંડે પણ આ લડાઇમાં સત્તાની સમતુલા જળવાઇ રહે તે માટે ભાગ લીધો. ઇંગ્લંડે આસ્ટ્રિયાનો પક્ષ લીધો અને ફ્રાન્સ સામે યુદ્ધ કર્યું. આ લડાઇમાં ઇંગ્લંડના સેનાપતિ માર્લબરોએ અનેક જીતો મેળવી. પરંતુ ઇંગ્લંડની પાર્લમેન્ટ ટોરી પક્ષના હાથમાં જતાં તેણે લડાઇ બંધ પાડવા હુકમ કર્યો. આથી માર્લબરો પરદેશ નાશી ગયો. પછી ઇ. સ. ૧૭૧૩ માં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે યુટ્રેકટની સંધી થઇ. આથી આ લડાઇનો અંત આવ્યો. આ સંધીથી એમ ઠરાવ્યું કે:-

(૧) સ્પેન અને ફ્રાન્સનાં રાજ્ય કોઇ વખતે પણ એક રાજાના હાથમાં આવવા દેવાં નહિ; એ શરતે સ્પેન અને તેનાં સંસ્થાનો લુઇના પૌત્રના હાથમાં જ રાખવાં.

(૨) નેપલ્સ, મિલાન અને નેધરલેંડ આસ્ટ્રિયાને આપવાં.

(૩) લુઇએ એન અને તેના વારસદારોને ઇંગ્લંડની ગાદી ઉપર હક્કદાર વારસ તરીકે સ્વીકારવાં અને પ્રીન્ટેડરને ફ્રાન્સમાં કાઢી મુકવો.

(૪) સેવોયના ડયુકને સીસીલી આપવું અને બેવેરિયાને સાર્ડીનીયા આપવું.

(૫) ઇંગ્લંડને જીબ્રાલ્ટર, માઇનોર્કા, નોવાસ્કોશિયા અને ન્યુ ફાઉન્ડલંડ સ્પેને આપવાં.

(૬) ઇંગ્લંડને અમેરિકા સાથે ગુલામોનો વેપાર કરવા દેવો અને અને અમેરિકાના સ્પેનિશ સંસ્થાનોમાં દર વર્ષે એક અંગ્રેજ વેપારી વહાણ મોકલવા દેવું.

## General Questions on the Stuart Period.

**(Q. 38) Who were the Puritans? What part did they play in the reign of the Stuart Kings?**

પ્યુરિટનો પ્રોટેસ્ટંટ પંથના ઉગ્ર વિચારનાજ માણસો છે. આ લોકો બાઇબલને સંપૂર્ણ શ્રદ્ધાથી માને છે. બાઇબલમાં આપેલાં આચરણ પ્રમાણે વર્તવાથી મોક્ષ મળે છે એ તેમની અચળ માન્યતા છે. તેઓ મુર્તિપૂજાના વિરોધી છે આથી તેઓનાં દેવળોમાં સાધુઓનાં ચિત્રો પણ ટાંગવામાં આવતાં નથી. બેપ્ટીસમ ક્રિયા સમયે ક્રોસ ટાંગવાની તથા લગ્ન પ્રસંગે વિંટી આપવાના રિવાજની તેઓ વિરૂદ્ધ છે. નાટક ચેટક, ગાનતાન, નાચમુજરા, ભોગવિલાસ વિગેરે આનંદ ઉત્સવો પ્યુરિટનોને ત્યાજ્ય છે. તેઓ સર્વસમાનતા અને વિશ્વબંધુત્વમાં માને છે. રાજસત્તાને બદલે લોકસત્તા સર્વોપરી હોવી જોઇએ એવી તેમની દઢ માન્યતા છે. આ લોકો સ્વતંત્ર વિચારના, ઉદ્યોગી તથા ધર્મપરાયણ છે. તેમણે ઇ. સ. ૧૬૪૨ ના આંતરવિગ્રહમાં આગળ પડતો ભાગ લીધો હતો. ક્રોમવેલ પોતે ચુસ્ત પ્યુરિટન હતો. તેની આગેવાની હેઠળ પ્યુરિટનો રાજસત્તા સામે લડયા અને દેશમાંથી રાજસત્તા દૂર કરવા પ્રયત્ન કર્યો. પરંતુ પ્રજાનો મોટો ભાગ આ પક્ષની કડક નીતિથી વિરૂદ્ધ પડ્યો અને આખરે તેમણે રાજકારણમાંથી નિવૃત્ત થઇ શાંત જીવન વધારે પસંદ કર્યું.

**(Q. 39) What were the theories of government tried by (a) James I, (b) Cromwell and (c) William III? Which of them was finally accepted in England?**

**જેમ્સ ૧ લાની રાજ્યનીતિ:**-જેમ્સ ૧ લો રાજાની ઇશ્વર દત્ત સત્તામાં ચુસ્તપણે માનતો હોવાથી પોતે ઇશ્વર રૂપ જ હોય એમ ગણતો. આ સિદ્ધાંતને લીધે તે અનિયંત્રિત રાજ્યસત્તા ચલાવવા ઇચ્છતો હતો. રાજા દેશના કાયદાથી પર છે, રાજા પાર્લામેન્ટની સંમતિ વગર કંઇપણ કરી શકે છે, અને રાજા કોઇપણ કર નાંખી શકે છે એ પ્રકારની માન્યતા જેમ્સ ધરાવતો હતો. આમ જેમ્સ ૧લાએ આપખુદ અમલ ચલાવવા પ્રયત્ન કર્યો.

**ક્રોમવેલની રાજ્યનીતિ:**-અનિયંત્રિત રાજ્યસત્તાની સામે થઇ ક્રોમવેલે સ્ટુઅર્ટ અમલ દૂર કરી લશ્કરની મદદથી રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી. પ્રથમ તો તેણે લોકસભાથી સંમતીથી રાજકારભાર ચલાવ્યો, પરંતુ તેના સભ્યોનું વર્તન પોતાને અનુકુળ નહિ લાગવાથી આ લોકસભા દુર કરી. તેણે લશ્કરની મદદથી રાજ્ય કારભાર ચલાવ્યો. તે જીવ્યો ત્યાં સુધી આ લશ્કરી અમલ ચાલુ રહ્યો પરંતુ તેનાં મરણ પછી આ વ્યવસ્થા સંપૂર્ણ નાશ પામી, કારણ કે પ્રજા લશ્કરના ત્રાસથી સંપૂર્ણ કંટાળી ગઇ હતી.

**વિલિયમ ૩ જા ની રાજ્યનીતિ:**-વિલિયમ ૩જાએ ઇંગ્લંડની ગાદી પર બેઠા પછી તરતજ પ્રજા હકકના ખરડા પર સહી કરી અને પાર્લામેન્ટની સત્તા કાયમ કરી દેશની રાજ્ય વ્યવસ્થા પાર્લામેન્ટની સંમતિ પ્રમાણે જ ચાલવી જોઇએ એમ તે માનતો હતો.

ઇંગ્લંડમાં આ ત્રણે રાજ્ય વ્યવસ્થામાંથી છેલ્લા પ્રકારની નિયંત્રિત રાજ્યસત્તા ( Limited Monarchy ) આખરે ઇંગ્લંડમાં સ્થપાઇ અને હજુ સુધી પણ તેજ પ્રથા કાયમ રહી છે.

(Q. 39) What is the importance of the rule of the Stuart Kings?

Or

What were the acts passed in 17 th Century to ensure the rights of the people in England?

રાજકીય દ્રષ્ટિએ સ્ટુઅર્ટ રાજ્યઅમલ અતિમહત્વનો છે. આ અમલ દરમ્યાન રાજા શ્રેષ્ઠ કે પાર્લમેન્ટ શ્રેષ્ઠ એવો ઝઘડો શરૂ થયો હતો તેમાં આખરે પાર્લમેન્ટની શ્રેષ્ઠતા સ્થાપન થઇ. સ્ટુઅર્ટ રાજાઓએ આપખુદ અમલ ચલાવવા પ્રયત્ન કર્યો પરંતુ તેમ કરવામાં એકે માથું ગુમાવ્યું અને બીજાએ ગાદી ગુમાવી. આખરે રાજાની સત્તા મર્યાદિત ઠેરવવામાં આવી. વળી વ્યક્તિ સ્વાતંત્ર્યનું રક્ષણ કરનારા સંખ્યાબંધ કાયદાઓ આ સમયમાં પસાર કરવામાં આવ્યા. રાજાએ આ કાયદાઓ કબુલ રાખ્યા. આ કાયદાઓથી ઈંગ્લાંડમાં પ્રધાનમંડળ સાથેનું મર્યાદિત રાજ્યતંત્ર સ્થાપવામાં આવ્યું. આ સમયમાં પસાર થયેલા મુખ્ય કાયદાઓ :—

(૧) પ્રજાહક્કની અરજી ( Petition of Rights )

(૨) વિરોધ દર્શક પત્રિકા ( Grand Remonstrance )

(૩) વ્યક્તિ સ્વાતંત્ર્યનો કાયદો ( Habeas Corpus Act )

(૪) પ્રજા હક્કનો ખરડો ( Bill of Rights )

(૫) ગાદી હક્કનો કાયદો ( Act of Settlement )

ઉપર મુજબના કાયદાઓ પસાર થવાથી ઇંગ્લંડમાં Constituti-onal Monarchyની સ્થાપના થઈ અને તે પ્રથા હજુ પણ કાયમ છે.



# હેનોવર સમય.

ઈ. સ. ૧૭૧૪ થી ૧૯૩૫

## વંશવૃક્ષ.

જેમ્સ ૧ લો

- ચાર્લ્સ ૧ લો
- ઈલિઝાબેથ
  - સોફાયા=હેનોવરનો ઈલેકટર
    - જ્યોર્જ ૧ લો (૧૭૧૪ થી ૧૭૨૭)
      - જ્યોર્જ ૨ જો (૧૭૨૭ થી ૧૭૬૦)
        - ફ્રેડરિક-મૃત્યુ ૧૭૫૧
          - જ્યોર્જ ૩ જો (૧૭૬૦ થી ૧૮૨૦)
            - જ્યોર્જ ૪ થો (૧૮૨૦થી૧૮૩૦)
            - વિલિયમ ૪ થો (૧૮૩૦થી૧૮૩૭)
            - ફ્રેડરિક (મૃત્યુ ૧૮૨૭)
            - એડવર્ડ, ડયુક ઑવ્ કેન્ટ
              - વિકટોરીઆ=આલ્બર્ટ ઑવ્ સેકસોબર્ગ (૧૮૩૭-૧૯૦૧)
                - એડવર્ડ ૭ મો (૧૯ ૧ થી ૧૯૧૦)
                  - જ્યોર્જ ૫ મો (૧૯૧૦ થી ૧૯૩૫)

(૧૯૧૭ થી આ વંશનું નામ વિંડસર વંશ રાખ્યું છે.)

## જ્યોર્જ ૧ લો. (૧૭૧૪ થી ૧૭૨૭)

### મુખ્ય બનાવો.

૧. જ્યોર્જ ૧ લાની રાજ્યનીતિ.
૨. જેકોબાઇટનું બંડ (૧૭૧૫)—('૧૫ નો બળવો)
૩. સાઉથ સી કંપની.
૪. વોલ્પોલનો કારભાર.

(Q. 1) Sketch in your own words the career of Walpole.

**(અ) પૂર્વવૃતાંત:**- ઈંગ્લંડમાં નોરફૅક પરગણામાં એક જમીનદારને ત્યાં ઇ. સ. ૧૬૭૬ માં વોલ્પોલનો જન્મ થયો હતો. ઍન રાણીના સમયમાં તે પાર્લમેન્ટમાં સભાસદ તરીકે દાખલ થયો હતો. પણ માર્લબરોની પડતી થતાં તેને પણ પાર્લમેન્ટમાંથી દૂર થવું પડ્યું હતું. તે ફરીથી પાર્લમેન્ટમાં દાખલ થયો અને જ્યોર્જ ૧ લાને ઇંગ્લંડની ગાદીએ લાવવામાં મદદગાર થયો. પરંતુ પાર્લમેન્ટના સભ્ય તરીકે તેણે પીઅરેજ બીલનો વિરોધ કર્યો તથા સાઉથ સી કંપનીનો પરપોટો ફૂટયો ત્યારે તેણે પ્રજાનો પક્ષ લીધો. આથી લોકોએ તેની કદર કરી તેને પ્રધાનપદે આણ્યો (૧૭૨૧).

**(બ) નાણાં શાસ્ત્રી તરીકે** (As a Financier):–વોલ્પોલે પોતાની આર્થિકનીતિથી ઇંગ્લંડની ભારે સેવા કરી છે. વેપાર અને ઉદ્યોગ ધંધાથીજ દેશની આબાદી વધે છે એમ તે માનતો. આથી તેણે ખુલ્લા વેપારની તરફેણ કરી. આ માટે તેણે નીચે પ્રમાણે ફેરફારો કર્યા:–

(૧) કાચા માલની આયાત તથા નિકાશ પરની જકાત રદ કરી.
(૨) રાજ્યવહિવટનાં દરેક ખાતાંમાં કાપકુપ કરી.
(૩) રાજ્યના વાર્ષિક ખર્ચમાંથી અમુક રકમ રાષ્ટ્રિય દેવું ભરવા અલાયદી કરી જે યોજના Sinking Fund તરીકે જાણીતી છે.
(૪) દેશમાં આવતા દારૂ તથા તમાકુની બંદરી જકાત રદ કરી વેપારીઓ પાસે તે જકાત લેવી જેથી દાણ ચોરી થવા પામે નહિ.

આ માટે વોલ્પોલે એકસાઇઝ બીલ રજુ કર્યું. પણ લોકોએ તે બીલનો વિરોધ કર્યો, આથી વોલ્પોલે તે બીલ પાછું ખેંચી લીધું.

(૫) સંસ્થાનો ઉપરનો નૌકાયનનો કાયદો પાછો ખેંચી લીધો. આથી સંસ્થાનોનો વેપાર વધ્યો અને તેઓ આબાદ થયાં.

(૬) વોલ્પોલે આયર્લાંડ માટે નવા સિક્કા પાડવાનો ઇજારો એક લુહારને આપ્યો. પરંતુ તેમાં પ્રજાનો વિરોધ થતાં તે ઇજારો રદ કરવામાં આવ્યો.

(૭) સાઉથ સી કંપનીનો પરપોટો ફૂટયો અને ગરીબ પ્રજાને ભારે નુકશાન થયું. ત્યારે તેણે પ્રજાનો પક્ષ લીધો અને તેઓને મદદ કરી.

(क) **રાજકારભારી તરીકે** (As a constitutionalist):-જ્યોર્જ ૧ લો અને જ્યોર્જ ૨ જો અંગ્રેજી ભાષાથી અજ્ઞાત હતા. આથી પ્રધાન મંડળની સભામાં જવાનું તેમણે છોડી દીધું અને આગેવાનનું કામ વોલ્પોલને સોંપ્યું. એટલે વોલ્પોલ પહેલો મુખ્ય પ્રધાન (Prime Minister) થયો. આ દરજ્જો વધારવા તેણે એવું ઠરાવ્યું કે:-

(૧) પ્રધાન મંડળ આમની સભામાં બહુમતિ ધરાવતા પક્ષમાંથી નિમવું.

(૨) પ્રધાનો વડા પ્રધાનને જવાબદાર હોવા જોઇએ.

આ રીતે હાલની કેબીનેટ પદ્ધતિની શરૂઆત વોલ્પોલે કરી.

(ख) **પરદેશનીતી** ( Foreign Policy ):-વોલ્પોલની પરદેશનીતિ શાંતિ અને સુલેહની હતી. લડાઇથી દેશને નુકશાન થાય છે એમ તે માનતો હતો. ફ્રાન્સની સાથે મિત્રતા જાળવવી એ તેની પરદેશનીતિની ચાવી હતી. આ વખતે ફ્રાન્સ અને સ્પેનના રાજાઓએ ઇંગ્લંડનો વેપાર તોડી પાડવા તેનાં સંસ્થાનો લેવા એક કરાર (Family Compact) કર્યો. તેમ છતાં વોલ્પોલે તટસ્થતા જાળવી પરંતુ સ્પેને અંગ્રેજોના વહાણના માલની દરિયામાં તપાસ કરવા માંડી. તેમ કરતાં એક અંગ્રેજ વહાણવટીનો સ્પેનીઅર્ડોએ કાન કાપી નાંખ્યો. આ અપમાનનું વેર લેવા અંગ્રેજ પ્રજાએ યુદ્ધની

માગણી કરી. આખરે લોકમતને માન આપી વોલ્પોલે સ્પેન વિરૂદ્ધ યુદ્ધ માટે પરવાનગી આપી. આ લડાઇમાં ઈંગ્લંડની હાર થઈ. આથી વોલ્પોલ વિરૂદ્ધ ઈંગ્લંડની પ્રજાએ બેપરવાઇ માટે પોકાર ઉઠાવ્યો. પાર્લમેન્ટની નવી ચુંટણીમાં પોતાના પક્ષની બહુમતિ નહિ થતાં વોલ્પોલે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું (૧૭૪૨). વોલ્પોલની આ પ્રકારની પરદેશ નીતિથી ઈંગ્લંડની પ્રતિષ્ઠા પરદેશોમાં ઘટી ગઇ.

(ક) **વોલ્પોલની નીતિ** :—વોલ્પોલની નીતિમાં પ્રમાણિકપણાનો સંપૂર્ણ અભાવ હતો. તે લાંચરૂશ્વત ચાહતો હતો. તે સત્તાનો લોભી હતો અને પોતાની સત્તા ટકાવી રાખવા તે દરેક અનીતિ વાપરતો. તે લાંચરૂશ્વતમાં નાણાંનો છૂટથી ઉપયોગ કરતો. તે કહેતો કે 'Every man has his price.' લાંચરૂશ્વતની નીતિથીજ તેણે પોતાની સત્તા ટકાવી રાખી. આથીજ તે પોતાનાથી વધારે શક્તિવાન માણસની સામે ઉભો રહી શકતો નહિ.

(Q. 2) Form an estimate of walpole's administration.

પોતાની આર્થિક તેમજ રાજકીય નીતિથી વોલ્પોલે ઈંગ્લંડની સારી સેવા બજાવી. વેપાર અને ઉદ્યોગથીજ દેશની આબાદી વધે છે એમ તે માનતો અને તેથીજ તેણે ખુલ્લા વેપારની નીતિ અમલમાં મુકી. કાચા માલ ઉપરની જકાત નીકળી જતાં દેશમાં પાકો માલ સસ્તો તૈયાર થયો અને તેનું જલદી વેચાણ થઇ જતાં નવો માલ જલદી પેદા કરવામાં આવ્યો. આ રીતે દેશનો વેપાર ઘણોજ વધ્યો. વળી સંસ્થાનો ઉપરનો નૌકાયનનો કાયદો રદ થતાં તેનો પણ વેપાર સુધર્યો. આથી આડકતરી રીતે ઇંગ્લંડને પણ ફાયદો થયો. વળી રાષ્ટ્રિય દેવું પતાવવા સીંકીંગ ફંડની યોજના અમલમાં આવવાથી રાજ્ય તીજોરીમાં ઘણો ફાયદો થયો. તેના વખતમાં કેબીનેટ પદ્ધતિની શરૂઆત થઇ અને પોતાના હાથમાં સત્તા આવતાં તેણે વડા પ્રધાનની સત્તાનો દરજ્જો વધાર્યો.

પરંતુ વોલ્પોલ સત્તાનો લોભી હોવાથી ઘણી વખત તેને પોતાના સિદ્ધાંતો સત્તા ટકાવી રાખવાની લાલચમાં દૂર મુકવા પડતા. છતાં જ્યારે લોકમત તેની વિરૂદ્ધ માલમ પડતો ત્યારે તે કામ તે તરત પડતું મુકતો. જ્યારે પ્રજાએ તેની એકસાઇઝ પદ્ધતિ તથા આયર્લાંડમાં સિક્કાની યોજના સામે હાહાકાર મચાવ્યો કે તરત જ તેણે લોકમતને નમતું આપ્યું અને તે કામો કરવાનું બંધ રાખ્યું. વળી ધાર્મિક છુટ આપી તેણે લોકોને સુખી કર્યા. અગર જો કે લાંચરૂસ્વતની ગંદી નીતિથી તે સત્તા ટકાવી રાખતો, છતાં તે માટે તેનો દોષ નથી. તેના વખતમાં લંચરૂસ્વતની પ્રથા સામાન્ય હતી એટલે એ માટે તે દોષને પાત્ર નથો. વળી તેની પરદેશનીતિથી ઇંગ્લંડની પ્રતિષ્ઠા ઘટી હતી. એની પરદેશનીતિ શાંતિની હતી. એ માનતો કે લડાઇથી દેશની પાયમાલી થાય છે. વળી સત્તાની સમતુલા જાળવવા ફ્રાન્સ સાથેની મિત્રતા જરૂરી હતી. વળી સ્પેન સામેનું યુદ્ધ અકારણ હતું. સ્પેનનાં સંસ્થાનોમાં અંગ્રેજોને ફક્ત વર્ષમાં એક જ વેપારી વહાણ લઇ જવાની રજા હતી. છતાં ચોરી છુપીથી જેન્કીન્સ પોતાનું વહાણુ સ્પેનનાં સંસ્થાનમાં લઇ જતો હતો. અને તેમ કરતાં સ્પેનના લોકોએ તેને અટકાવ્યો તેમાં ઇંગ્લંડનું જરાયે અપમાન ન્હોતું. અને તેથી જ તેણે સ્પેન સામે લડવા ના પાડી હતી. આ પ્રકારની તેની શાંત યુદ્ધનીતિથી લોકો તેની વિરૂદ્ધ થયા. આથી તેણે રાજીનામું આપ્યું.

(Q. 3) Write short notes on:—

(a) South Sea Bubble, (b) Jenkin's Ear War, (c) Peerage Bill and (d) Excise Scheme.

**સાઉથ સી બબલ :**—સ્પેનનાં વારસાનો વિગ્રહ યુટ્રેક્ટની સંધીથી બંધ થયો. આ સંધિથી ઇંગ્લાંડને પરદેશો સાથે વેપાર કરવાની થોડી છૂટ મળી. આ માટે ઇંગ્લંડમાં કેટલીક વેપારી કંપનીઓ ઉભી થઇ. તેમાંની એક 'સાઉથ સી કંપની' ઇ. સ. ૧૭૧૧ માં ઉભી થઇ હતી.

આ કંપનીના માલિકોએ ઈંગ્લંડની સરકારને દક્ષિણના સમુદ્રમાં વેપાર કરી રાષ્ટ્રિય દેવું ભરી આપવાનું વચન આપ્યું. આથી સરકારે તેને સગવડતા આપી. આમ સરકારની મદદ જોઇને કંપની ભારે નફો કરશે એમ લોકોને લાગ્યું અને તેના શેરના ભાવ લેવા તેઓ ઉલટયા. આથી તેના શેરના ભાવ એકદમ વધી ગયા. ગરીબ લોકોએ પણ ઉંચા ભાવે શેરો ખરીદ કર્યા. પરંતુ તે વખતે બીજી કંપનીઓ પણ ઉભી થઇ. આ બધી કંપનીઓ લેભાગુ હતી એમ સરકારે જાહેર કર્યું. એટલે તેની સાથે 'સાઉથ સી કંપની' પણ તૂટી પડી. આ 'સાઉથ સી બબલ' ફૂટતાં હજારો લોકો પાયમાલ થઇ ગયા અને ગરીબો ભુખે મરવા લાગ્યા. એ શેરના સટ્ટામાં હજારો ગરીબ માણસોએ પોતાની રોટલી ગુમાવી. પાણીના પરપોટાની માફક આ કંપની આગળ વધી અને તટક્ષણ ઝડપથી નાશ પામી. આ માટે ઈંગ્લંડના પ્રધાનમંડળનો દોષ કાઢવામાં આવ્યો કારણ કે પ્રધાનમંડળના ઘણાખરા સભ્યો તેમાં સામેલ હતા. આખરે વોલ્પોલ લોકોની મદદે આવ્યો. તેણે 'સાઉથ સી કંપની'નું દેવું ઇસ્ટ ઈંડિયા કંપની અને ઇંગ્લાંડની બેંક વચ્ચે વહેંચી આપ્યું અને ગરીબ લોકોને નાણાં પાછાં આપ્યાં. આ મદદથી ઇંગ્લંડની સામાન્ય પ્રજા વોલ્પોલ તરફ ખુશ થઇ અને તેને ૧૭૨૧ માં વડોપ્રધાન નીમ્યો.

જેન્કીન્સ ઈઅર વોરઃ—ઈ. સ. ૧૭૧૩ માં સ્પેન સાથે યુટ્રેક્ટના કરાર થયા હતા. તે કરારમાં એમ નક્કી કરવામાં આવ્યું હતું કે સ્પેનનાં અમેરિકાના સંસ્થાનોમાં દર વર્ષે એક અંગ્રેજ વેપારી વહાણ માલ ભરીને વેચવા મોકલવું. આટલી છૂટનો લાભ અંગ્રેજ વેપારીઓએ ઉલટી રીતે લેવા માંડયો. ચોરીછુપીથી વહાણો ભરી વેપારીઓ સ્પેનનાં અમેરિકાનાં સંસ્થાનોમાં માલ વેચી આવવા લાગ્યા. સ્પેનની સરકારને આ ખબર પડતાં તેણે દરિયામાં સાવચેતી રાખી. ઈંગ્લંડનું એક વેપારી વહાણ આ પ્રમાણે માલ ભરીને છુપી રીતે જતું હતું. તેનો માલિક જેન્કીન્સ નામે હતો. સ્પેનીઅર્ડોએ તેનું વહાણ પકડયું અને તેની સામે ઝપાઝપી થઇ. તેમાં જેન્કીન્સનો એક કાન કપાઇ ગયો. જેન્કીન્સે ઇંગ્લંડ પાછા આવી આ વાત લોકો આગળ જાહેર કરી. ઇંગ્લંડની

પ્રજાએ જેન્કીન્સનો કાન કાપ્યો એ ઇંગ્લંડનું અપમાન માન્યું અને સ્પેન સામે લડાઇ કરવા પ્રજાએ હાહાકાર મચાવ્યો. તે વખતે વોલ્પોલે કહ્યું 'You may ring your bells now, but you will soon be ringing bells.' આખરે બન્યું પણ એમજ. આ લડાઇમાં ઇંગ્લંડનો પરાજય થયો. ત્યારે પ્રજાએ આ પરાજય માટે વોલ્પોલનો દોષ કાઢ્યો. આ પરાજયથી ઇંગ્લંડની પ્રતિષ્ઠા ઘણીજ ઘટી.

**પીઅરેજ બીલ:**—આ ખરડો જ્યોર્જ ૧લાના સમયમાં પાર્લમેન્ટમાં રજુ કરવામાં આવ્યો હતો. તે વખતે ઉમરાવની સભામાં ઇંગ્લંડના અમીરો બેસતા હતા. પરંતુ જ્યારે ઉમરાવની સભા ( House of Lords ) કોઇપણ કામની વિરૂદ્ધ જતી ત્યારે રાજા નવા ઉમરાવો બનાવી તે સભામાં પોતાની બહુમતી કરી શકતો. પરંતુ જ્યોર્જ ૧લાના સમયમાં ઉમરાવની સભા માટે એવો ખરડો લાવવામાં આવ્યો કે રાજા ઉમરાવની સભામાં ફક્ત ૬ અમીરોજ નીમી શકે. આ કાયદાથી રાજાની ઉમરાવો નીમવાની સત્તા પર કાપ પડતો હોવાથી વોલ્પોલે તેનો સખત વિરોધ કર્યો અને આખરે આ કાયદો પસાર થતો અટક્યો.

**એક્સાઇઝ સ્કીમ:**—ઇંગ્લંડમાં પરદેશથી આવતા દારૂ અને તમાકુ ઉપરની જકાતની આ યોજના વોલ્પોલે રજુ કરી હતી. દારૂ અને તમાકુ ઉપરની જકાત હોવાને લીધે તેમાં ઘણી દાણચોરી થતી. આથી સરકારને જકાતની આવક ઓછી મળતી. આ મુશ્કેલી દૂર કરવા વોલ્પોલે એવો નિયમ કર્યો કે આ માલ દેશમાં આવે ત્યારે તેના પર જકાત નહિ લેતાં વેપારીઓ તે વેચે ત્યારે તેના પર જકાત લેવી. આ યોજનાથી વેપારીઓના માલ પર દેખરેખ રાખવા સરકારને માણસો નીમવા પડે પણ દાણચોરી થાય નહિ. પરંતુ વોલ્પોલના વિરોધીઓએ વેપારીઓને સમજાવ્યું કે આ યોજનાથી તેમની સ્વતંત્રતા નાશ પામશે. આથી તેઓએ વિરોધ કર્યો. ઘણો હાહાકાર થવાથી વોલ્પોલે આ યોજના પડતી મુકી.

# જ્યોર્જ ૨ જો. (૧૭૨૭ થી ૧૭૬૦)

## મુખ્ય બનાવો.

૧. વોલ્પોલનો કારભાર.
૨. આસ્ટ્રિયાના વારસાની લડાઈ.
૩. જેકોબાઇટોનો બીજો બળવો. (The '45) ૧૭૪૫.
૪. સપ્તવાર્ષિક વિગ્રહ (૧૭૫૬ થી ૧૭૬૩)
(अ) પેરીસની સંધી ૧૭૬૩.
૫. મહાન પિટ (Pitt The Elder.)
૬. કર્મકાંડીઓ (Methodists)

(Q 4) What were the causes and effects of the War of Austrian Succession ?

### આસ્ટ્રિયાના વારસા માટેની લડાઇનાં કારણો:—

આસ્ટ્રિયાના રાજા ચાર્લ્સ ૬ઠાને પુત્ર નહોતો. તેને ફક્ત એક મરાયાથિરિસા નામે પુત્રી હતી. આથી પોતાનાં મરણ પછી આસ્ટ્રિયાની ગાદી મરાયાથિરિસાનેજ મળે તે માટે ચાર્લ્સે એક વસિયાતનામું કર્યું અને તેની ઉપર યુરોપનાં મોટાં રાજ્યોની સંમતિ (Pragmatic Sanction) તેણે લીધી જેથી કરીને ભવિષ્યમાં એ બાબત તકરાર થાય નહિ. પરંતુ ચાર્લ્સ ૬ઠો ઈ. સ. ૧૭૪૦માં મરણ પામ્યો એટલે બેવેરીયાના ડયુકે આસ્ટ્રિયાની ગાદી માટે પોતાનો હક્ક જાહેર કર્યો. આથી પ્રશિયાના રાજા મહાન ફ્રેડરીકે પણ પોતાનો હક્ક જાહેર કરી આસ્ટ્રિયાના સિલીશીઆ પ્રાંત પર હલ્લો કર્યો. વળી ફ્રાન્સ, સ્પેન અને સાર્ડીનીયા પણ પ્રશિયા સાથે જોડાયાં. તેમ કરવામાં ફ્રાન્સનો હેતુ બેલ્જીયમ જીતી ઈંગ્લંડને ડરાવવાનો હતો. અને સ્પેન અને સાર્ડીનીયાનો હેતુ ઈટાલીમાંનો આસ્ટ્રિયાનો પ્રદેશ જીતવાનો હતો. આખરે ઈંગ્લંડ અને હોલંડે આસ્ટ્રિયાનો પક્ષ લીધો. ઇંગ્લંડને હેનોવરનું પણ રક્ષણ કરવાનું હતું, તેમજ ફ્રાન્સની સત્તા વધી ન જાય અને સત્તાની

સમતુલા ( Balance of Power ) જળવાઇ રહે તે માટે ઇંગ્લંડે આ યુદ્ધમાં ભાગ લીધો.

**પરિણામઃ**—આખરે એલાશેપેલના કરારથી ઇ. સ. ૧૭૪૮માં આ યુદ્ધનો અંત આવ્યો આ કરારથી સિલીશિયા પ્રાંત પ્રશિયાને મળ્યો. પરંતુ આ કરારથી ઇંગ્લંડ અને ફ્રાંસને સંતોષ થયો નહિ અને એ કરાર સમવાર્ષિક યુદ્ધનું કારણ થઇ પડયા.

( Q 5 ) Describe the attempts made by the Jacobites to restore the Stuarts to the throne of England.

Or

Describe the events known as '15 and '45 in the History of England.

'૧૫:-જ્યોર્જ ૧લા અને જ્યોર્જ ૨ જાના સમયમાં પણ ઇંગ્લંડ અને સ્કોટલાંડમાં કેટલાક લોકો સ્ટુઅર્ટ વંશના રાજાઓને ઇંગ્લંડની ગાદી પર ફરીથી લાવવાને ઇચ્છતા હતા. તેઓ જેકોબાઇટસ કહેવાતા. તેઓ હેનોવર વંશની વિરૂદ્ધ હતા. જેમ્સ ૨ જાના પુત્રો હજી ફ્રાન્સમાં હતા. તેઓને ઇંગ્લંડની ગાદી પર લાવવાને ઇંગ્લંડમાં પહેલો પ્રયત્ન જેકોબાઇટોએ ઈ. સ. ૧૭૧૫માં કર્યો. ઇ. સ. ૧૭૦૭માં ઇંગ્લંડ અને સ્કોટલંડનું એકીકરણ થયું હતું છતાં તેનાથી સ્કોટલંડના લોકોમાં અસંતોષ હતો. સ્કોટલંડના હાઇલેન્ડર્સ હજુ સ્ટુઅર્ટવંશના પક્ષમાં હતા. આથી ઇંગ્લંડ અને સ્કોટલંડમાં બળવાઓ થયા. ઇંગ્લંડમાં બળવાખોરોનો આગેવાન ડરવેન્ટવોટર હતો અને સ્કોટલંડમાં અર્લ ઑાવ માર હતો. પ્રથમ યુદ્ધમાં આ બન્ને આગેવાનોને જ્યોર્જના લશ્કરે હરાવ્યા. પરંતુ તે વખતે જેમ્સ ૨ જો ફ્રાન્સથી આવી સ્કોટલાંડમાં દાખલ થયો. સ્કોટલાંડમાં પોતાનો રાજ્યાભિષેક કરવામાં તેણે વખત ગુમાવ્યો. એટલામાં જ્યોર્જનું લશ્કર આવી પહોંચ્યું. જેમ્સને ફ્રાન્સે મદદ કરી નહિ. વળી બળવાખોર સૈન્યને લશ્કરી

તાલીમ મળેલી નહોતી. વળી સબળા બળવાખોરો સૈન્યમાં જોડાયા નહિ. આ કારણોને લીધે બળવાખોરોનો પરાજય થયો. જેમ્સ અને અર્લ ઑવ માર ફ્રાન્સ નાશી ગયા. જ્યોર્જે બળવામાં સામેલ થયા હતા તેમને સખત શિક્ષા કરી. પાર્લામેન્ટે આ તકનો લાભ લઇને સપ્તવાર્ષિક કાયદો ( Septennial Act ) પસાર કર્યો. આથી ચાલુ પાર્લામેન્ટની મુદ્દત સાત વર્ષની થઈ.

૪૫ ;— સ્ટુઅર્ટ વંશના રાજાઓએ ઇંગ્લંડની ગાદી મેળવવા બીજો પ્રયત્ન ઇ. સ. ૧૭૪૫ માં કર્યો. આ વખતે યૂરોપમાં આસ્ટ્રિયાના વારસાનું યુદ્ધ ચાલતું હતું ઇંગ્લંડ તે લડાઇમાં ફ્રાન્સ સામે લડવામાં રોકાયેલું હતું. આ તકનો લાભ લઇને જેમ્સ ૨ જાના પૌત્ર ચાર્લ્સ એડવર્ડને ફ્રાન્સ તરફથી ઇંગ્લંડમાં તોફાન જગાવવા મોકલવામાં આવ્યો. તે પ્રથમ સ્કોટલંડ ગયો. ત્યાં ઘણા હાઇલેન્ડર્સ તેને ભેગા મળ્યા. તેઓએ ઇંગ્લંડ પર ચઢાઇ કરવાની તૈયારી કરવા માંડી. પરંતુ તે તૈયારીમાં જ એક મહિનો વીતિ ગયો. આ અરસામાં જ્યોર્જ ૨ જાએ પોતાનું લસ્કર યૂરોપમાંથી બોલાવી લીધું. વળી હવે ઇંગ્લંડમાં કેથોલિક ધર્મ પાળનારા સ્ટુઅર્ટ રાજાઓના પક્ષકારો વધારે રહ્યા ન્હોતા. એટલે ઇંગ્લંડ તરફથી તેને જરાયે મદદ મળી નહિ. જ્યારે બળવાખોરોએ ઇંગ્લંડ પર ચઢાઇ કરી ત્યારે જ્યોર્જના સેનાપતિ ડયુક ઑવ કંબરલેંડે તેઓને હરાવ્યા. ચાર્લ્સ છુપાવેશે ફ્રાન્સ નાસી ગયો. કંબરલેંડે જેકોબાઇટોનો સંપૂર્ણ નાશ કર્યો અને હાઇલેન્ડર્સ પાસેથી શસ્ત્રો લઇ લીધાં. બળવાખોરોની સત્તા તદ્દન છીનવી લેવામાં આવી. આ રીતે સ્ટુઅર્ટ રાજાઓએ ઇંગ્લંડની ગાદી મેળવવા કરેલા બંને પ્રયત્નો નિષ્ફળ ગયા. ઇ. સ. ૧૭૪૮ ના એલાશેપેલના કરાર મુજબ ફ્રાન્સમાંથી પણ ચાર્લ્સને કાઢી મુકવામાં આવ્યો. આથી તેને અને તેના પુત્રને આમતેમ ભટકવું પડયું. આખરે ૧૭૮૮ માં તેનું મૃત્યુ થયું.

(Q 6) Give the causes and effects of the Seven Years' War.

**સપ્તવાર્ષિક યુદ્ધનાં કારણો:—**

(૧) ઇ. સ. ૧૭૪૮ ના એલાશેપેલના કરારથી યૂરોપનાં રાજ્યોમાં અસંતોષ ફેલાયો હતો.

(૨) આસ્ટ્રિયાની રાણી મરાયાથિરિસા પાસેથી ઇગ્લંડે પ્રશિયાને આ કરારથી સિલિશીઆ પ્રાંત અપાવ્યો હતો તે મરાયાથિરિસાએ પાછો લેવો હતો.

(૩) જર્મનીમાં આસ્ટ્રિયા અને પ્રશિયાના પ્રદેશો પાસે આવેલા હતા અને તે બંને વચ્ચે સત્તા માટે ચડસાચડસી ચાલતી હતી.

(૪) ફ્રાન્સને યૂરોપમાં પ્રશિયાની વધતી જતી સત્તા અટકાવવી હતી.

(૫) રશિયા, સ્વીડન, સેકસની અને પોલાંડને પ્રશિઆના રાજા મહાન ફ્રેડરિકની બીક લાગતી હતી તેથી તેઓ ફ્રાન્સ સાથે જોડાયાં.

(૬) ઉપરના કારણોથી આસ્ટ્રિયા, ફ્રાન્સ, રશિયા, સ્વીડન, સેકસની અને પોલાંડનો પ્રશિયા વિરૂદ્ધ એક સંઘ સ્થપાયો.

(૭) યૂરોપમાં સત્તાની સમતુલા જળવાઇ રહે અને ફ્રાન્સની દરિઆઇ સત્તા વધી ન જાય તે માટે ઇગ્લંડ પ્રશિયા સાથે જોડાયું.

(૮) અમેરિકા તેમજ હિંદુસ્તાનમાં અંગ્રેજો અને ફ્રેન્ચ લોકો વચ્ચે સંસ્થાનો સ્થાપવામાં તેમજ વેપાર કરવામાં ભારે હરિફાઇ ચાલતી હતી એટલે અમેરિકા અને હિંદમાં ફ્રાન્સની પ્રવૃત્તિઓ તોડી પાડવા ઇંગ્લંડની ઇચ્છા હતી. આથી ફ્રાન્સ વિરૂદ્ધ પ્રશિયા સાથે ઇંગ્લંડ આ લડાઇમાં જોડાયું.

**સપ્તવાર્ષિક યુદ્ધની અસર:—**

(૧) આ વિગ્રહમાં અંગ્રેજોની જીત થઇ અને ઇંગ્લંડની સમુદ્ર પરની સત્તા સ્થપાઇ.

(૨) અમેરિકામાંનું ફ્રેન્ચ લોકોનું કેનેડા સંસ્થાન અંગ્રેજોને મળ્યું.

(૩) અમેરિકા અને હિંદુસ્તાનમાં ફ્રાન્સનાં સંસ્થાનો સ્થાપવાની ઇચ્છાનો નાશ થયો.

(૪) હિંદુસ્તાનમાં બ્રીટીશ સામ્રાજ્યનો મજબુત પાયો નંખાયો.

(૫) આસ્ટ્રિયા અને પ્રશિયાની સત્તા જર્મનીમાં સરખી રહી આથી સત્તાની સમતુલા જળવાઇ રહી.

(૬) આ લડાઇમાં ફ્રાન્સને ઘણો ખર્ચ થવાથી તે વસુલ કરવા નવા કરવેરા પ્રજા પાસેથી રાજાને લેવાની ફરજ પડી. આથી ફ્રેન્ચ પ્રજાએ તેનો વિરોધ કર્યો અને પરિણામે ફ્રેન્ચ રાજ્યવિપ્લવ થયો.

(૭) આ યુદ્ધથી ઇંગ્લંડ સામે ફ્રાન્સનું વેર વધ્યું અને તેને લીધેજ અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધમાં ફ્રાન્સે સંસ્થાનોને ઇંગ્લંડ સામે મદદ કરી.

(Q. 7) What part did Elder Pitt play in the Seven Years' War?

સપ્તવાર્ષિક યુદ્ધની શરૂઆતમાં પ્રશિયા અને ઇંગ્લંડની સર્વ ઠેકાણે હાર થઇ. સમુદ્ર પરના યુદ્ધમાં પરાજય કરીને ફ્રાન્સે ઇંગ્લંડનો આઇનોર્કા ટાપુ જીત્યો. ડયુક ઑવ્ કમ્બરલેંડ જર્મનીમાં હારી ગયો અને તેણે કલોસ્ટરસેવનના કરારથી હનોવર દુશ્મનોનેસોંપી દીધું. અમેરિકામાં પણ ઇંગ્લંડની હાર થઇ. વળી હિંદુસ્તાનમાં સિરાજ–ઉદ્ દૌલાએ અંગ્રેજોનાં કેટલાંક થાણાં લઇ લીધાં. આ રીતે આ યુદ્ધની શરૂઆતમાં અંગ્રેજોની સંપૂર્ણ હાર થઇ હતી. પરંતુ ઇંગ્લંડનાં સારાં નસીબે તે વખતેજ આ યુદ્ધની વ્યવસ્થા વિલિયમ પિટ (The Elder Pitt), આર્લ ઑવ્ ચેથમને આપવામાં આવી. તેને પરદેશખાતુ અને યુદ્ધની વ્યવસ્થા સોંપી અને પીટ ન્યુકેસલનું મિશ્ર પ્રધાન મંડળ સ્થાપ્યું. પીટે અભિમાનથી કહ્યું કે, "I can save the country, and nobody else can."

પીટે લડાઇ માટે નવી યુક્તિ કરી. ફ્રેન્ચ લોકોને યૂરોપની ભૂમિ ઉપર ફ્રેડરિક સાથે લડતા ચાલુ રાખવા. આથી ફ્રાન્સ અમેરિકા અને હિંદુસ્તાનમાં દેખરેખ રાખી શકશે નહિ. એટલે અમેરિકા અને હિંદુસ્તાનમાં અંગ્રેજો ફ્રેન્ચ લોકોને સહેલાઇથી જીતી શકશે. આથી પીટે પ્રથમ તો સૈન્યમાં ભરતી કરી અને આ નવું લશ્કરની તથા વાર્ષિક સાત લાખ

પૌંડની મદદ તેણે છૂટથી ફ્રેડરિકને મોકલી આપી. શહેરીઓનું રક્ષણ કરવા તેણે હાઇલેન્ડર્સની બહાદુર પલટણો બનાવી. સૈન્યમાંથી નાલાયક માણસોને કાઢી યુવાન અને હોંશિયાર અમલદારો નીમ્યા. દરિઆઇ યુદ્ધોમાં તેણે ફ્રાન્સને પ્રથમ હરાવ્યું અને તેનાં નૌકાસૈન્યનો નાશ કર્યો. આથી ઇંગ્લંડની દરીઆઇ સત્તા સ્થપાઇ. વળી અમેરિકામાં સૈન્ય ઉભું કરી તેના ઉપર ત્યાંનાજ અમલદારો મૂકયા. અને લડાઇમાં હોંશિયાર એવા જનરલ વુલ્ફને અમેરિકામાં સેનાપતિ નીમ્યો. ઇંગ્લંડથી માણસ, પૈસા તથા યુદ્ધસામગ્રી પુરી પાડવામાં આવી. વુલ્ફે અમેરિકામાંનું ફ્રેન્ચ સંસ્થાન કેનેડા જીતી લીધું. વળી હિંદુસ્તાનમાં પણ કલાઇવે ફ્રેન્ચ લોકોને વાંદીવાશ આગળ પુરેપુરા હરાવ્યા. આથી ફ્રેન્ચ લોકોની સત્તા હિંદમાંથી તુટી પડી અને આખરે તેઓને હિંદમાંથી પાછા જવું પડયું. આ લડાઇને અંતે ફ્રાન્સની અમેરિકા તથા હિંદમાંની સત્તા સંપૂર્ણ નાશ પામી.

આવી રીતે મહાન પીટે પોતાની લડાયક અને પ્રબળ પરદેશ નીતિથી ફ્રાન્સની સત્તા તોડી પાડી અને ઇંગ્લંડનું વર્ચસ્વ સ્થાપ્યું.

(Q. 8) Why is the Seven Years' War considered as a turning point in the History of England?

Or

Give the importance of the Seven Years' War in the History of England?

પરદેશો સાથે વેપાર કરવા અને ત્યાં સંસ્થાનો સ્થાપવા માટે ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે ભારે હરિફાઇ ચાલતી હતી. આ હરિફાઇ મુખ્યત્વે કરીને અમેરિકા અને હિંદમાં હતી. અંગ્રેજોએ ઉત્તર અમેરિકાના પુર્વ કિનારા ઉપર સંસ્થાનો સ્થાપ્યાં હતાં અને ફ્રાન્સના લોકોએ પશ્ચિમ કિનારા ઉપર સંસ્થાનો સ્થાપ્યાં હતાં. વળી હિંદમાં બંને પ્રજાની કોઠીઓ એકએકની નજીક હતી. આથી બંને દેશ વચ્ચે તિવ્ર હરિફાઇ હતી.

વળી બંને દેશોને માતૃભૂમિ તરફથી મદદ મળતી હતી અને તેથી તે દેશોમાં બંને પ્રજા પોતાની સત્તા વધારવા પ્રયત્ન કરતી હતી

આ હરિફાઇને લીધે સપ્તવાર્ષિક યુદ્ધ થયું. તે યુદ્ધમાં અમેરિકામાં ફ્રેન્ચ સંસ્થાન કેનેડા અંગ્રેજોના હાથમાં આવ્યું. હિંદમાં પણ વાંદીવાસના યુદ્ધમાં ફ્રેન્ચ લોકોની સંપૂર્ણ હાર થઇ. આથી ફ્રેન્ચ લોકોની બંને દેશમાં પડતી થઇ અને વેપાર અને સંસ્થાનો સ્થાપવાની આશા ધૂળમાં મળી.

આ સપ્તવાર્ષિક યુદ્ધમાં ફ્રેન્ચ લોકોનો પરાજય થયો ન હોત તો ઇંગ્લંડનો ઇતિહાસ આજે જુદોજ હોત. અમેરિકા તથા હિંદમાં આ યુદ્ધ પછીજ અંગ્રેજોની ખરી સત્તા સ્થપાઇ. વળી યૂરોપમાં સત્તાની સમતુલા જળવાઇ રહી. પ્રશિઆ કે ફ્રાન્સની સત્તા વધવા પામી નહિ. અને ઇંગ્લંડની જમીન પર તેમજ દરીઆ પર સંપૂર્ણ સત્તા ફેલાઇ અને બ્રીટીશ સામ્રાજ્યના ઉત્કર્ષની શરૂઆત થઇ. આ બધાં કારણોથી સપ્તવાર્ષિક યુદ્ધ ઇંગ્લંડના ઇતિહાસમાં ખાસ અગત્યનું છે.

(Q. 9) Describe briefly the character and career of Pitt the Elder.

## વિલિયમ પિટ, અર્લ ઑવ્ ચેથમ

૧. જન્મઃ-વિલિયમ પિટનો જન્મ ઇ. સ. ૧૭૦૮ માં એક કુલિન પણ ગરીબ ઘરમાં થયો હતો

૨. પાર્લમેન્ટનો સભ્ય :—ઇ. સ. ૧૭૩૫ માં ૨૭ વર્ષની વયે તે પાર્લમેન્ટનો સભ્ય ચુંટાયો. તે વ્હીગ હતો. પ્રથમ તે વોલ્પોલના વિરોધી પક્ષમાં જોડાયો તેની વક્તૃત્વશકિત અદ્દભુત હતી. કાર્ટરેટનાં પ્રધાન મંડળ વખતે હેનોવરના પક્ષપાતના રાજનીતિની તેણે સખત ઝાટકણી કાઢી. આથી જ્યોર્જ બીજો તેના પર ગુસ્સે થયો. પરંતુ પેલ્હામ ભાઇઓનાં પ્રધાન મંડળ વખતે તે ખજાનચી નીમાયો. પણ જ્યારે ન્યુકેશલ વડો પ્રધાન થયો ત્યારે તેની કારભારની વિરૂધ્ધ પિટે સખત ટીકાઓ કરી એટલે તેને પ્રધાનમંડળમાંથી રજા

આપવામાં આવી. હવે ૧૭૫૬માં સપ્તવાર્ષિક વિગ્રહ શરૂ થયો. પરંતુ શરૂઆતમાં ઇંગ્લંડની સર્વત્ર હાર થવા માંડી. અને ન્યુકેશલના કારભાર વિરૂધ્ધ પ્રજાએ ઉહાપોહ કર્યો અને વ્હિગ પક્ષના આગેવાન તરીકે પિટનું નામ સૂચવ્યું. આથી પિટને પ્રધાન મંડળમાં દાખલ કરવામાં આવ્યો. ન્યુકેશલના હાથમાં દેશની આંતર વ્યવસ્થા આપવામાં આવી અને પિટને પરદેશ મંત્રી બનાવી સપ્તવાર્ષિક વિગ્રહની સઘળી વ્યવસ્થા તેને સોંપી

૩. **પિટની મહત્વાકાંક્ષાઓ:**—બ્રિટિશ પ્રજાને સામ્રાજ્યવાદી બનાવી બ્રિટનને મહાન સામ્રાજ્ય બનાવવું. આ માટે દેશમાં સામાજીક, ઔદ્યોગિક, પરદેશ નીતિ અને વેપારની સત્તા ફેરવી નાંખવા તેની ઇચ્છા હતી. તે માટે તેણે નીચે પ્રમાણેની નીતિ અખત્યાર કરી:—

૪. **પિટની આંતર નીતિ ( Home Policy ):**—આંતર નીતિમાં પિટ વોલ્પોલથી વિરૂદ્ધ હતો. તે બીનસ્વાર્થી અને પ્રમાણિક હતો. લાંચરૂશ્વતની ગંદી પ્રથાથી તે વિરૂદ્ધ હતો. તેને સત્તાનો લોભ ન્હોતો. સ્વમાન હણાતું હોય તો તે સત્તાને લાત મારતો. તેનામાં આત્મશ્રદ્ધા ભારે હતી. તેનો કારભાર નિઃસ્વાર્થી હોવાથી તે પ્રજાનું સન્માન મેળવી શકયો.

પ્રજાનું માનસ તે સારી રીતે ઓળખી શકયો હતો. પાર્લમેન્ટમાં સુધારો કરવા તેની ઇચ્છા હતી. પરંતુ સંજોગવશાત્ તે પાર પડી નહિ પ્રધાન મંડળમાં જોડાયો તે પહેલાં સપ્તવાર્ષિક વિગ્રહ ચાલુ થઇ ગયો હતો. યુદ્ધમાં શરૂઆતમાં ઇંગ્લંડને નિષ્ફળતા મળી હતી. આ સ્થિતિમાં ફેરફાર કરવાની વ્યવસ્થા પિટને કરવી પડી. તેણે લશ્કર અને નૌકાસૈન્યમાં યુવાન અને ઉત્સાહી માણસો નીમ્યાં. તથા ઇંગ્લંડ અને સ્કોટલંડમાં નવું લશ્કર ઉભું કર્યું. તેણે પ્રજામાં દેશ સેવાની ભાવના જાગૃત કરી. અને લશ્કરમાં સ્કોટલંડના હાઇલેન્ડર્સને નીમ્યા. વળી તેણે નૌકાસૈન્યમાં પણ વધારો કર્યો. તેણે બ્રીટનની પ્રજામાંનાં તડ દૂર

કર્યાં. અને તેના કારભાર દરમ્યાન રાજા અને પાર્લમેન્ટની ઐકયતા જળવાઇ રહી. પિટ યુદ્ધ મંત્રી (War Minister) હતો તેથી રાજ્યની આંતરિક બાબતો તરફ તેનું ખાસ ધ્યાન ન્હોતું. તેને તો દેશની મહત્તા અને ગૌરવ વધારવાં હતાં.

૫. **પિટની પરદેશનીતિ**-પિટની આંતરનીતિ કરતાં પરદેશનીતિ વધારે યશસ્વી હતી. એની પરદેશનીતિ સામ્રાજ્યવાદી હતી. એશિયા અને અમેરિકામાં સંસ્થાનો સ્થાપી દેશનો વેપાર ઉદ્યોગ વધારવાની તેની ઇચ્છા હતી. યુદ્ધમંત્રી તરીકે તેણે અસાધારણ શક્તિ બતાવી. એની ઉત્તમ વ્યવસ્થા શક્તિથીજ ઇંગ્લંડને સપ્તવાર્ષિક વિગ્રહમાં વિજય મળ્યો. તેણે નાણાંની મદદ કરી, પ્રશિયાને ફ્રાન્સ સાથે યૂરોપમાં લડતું ચાલુ રાખ્યું અને અંગ્રેજોએ અમેરિકા અને હિંદમાં ફ્રેન્ચ લશ્કરને હરાવ્યું. આવી પિટની દીર્ઘદ્રષ્ટિ અને યશસ્વી પરદેશનીતિને લીધેજ અમેરિકા અને હિંદમાં અંગ્રેજ સત્તા સ્થપાઇ અને ખરા હરિફ ફ્રેન્ચ લોકોની સત્તા તૂટી પડી. વળી બ્રીટનનો વેપાર વધ્યો અને તેને દરિયા પર સત્તા મળી. તેની પરદેશનીતિનું ધ્યેય ફ્રાન્સનાં સંસ્થાનો જીતવાં, દેશાવરના વેપારમાં ઇંગ્લંડને બીન હરિફ બનાવવું, દરિયાઇ સત્તામાં અંગ્રેજોજ શ્રેષ્ઠ છે એમ ગણાવવું અને આસ્ટ્રિયાની સત્તા ઓછી કરવી એ પિટની ઇચ્છાઓ હતી. સપ્તવાર્ષિક યુદ્ધમાં મળેલા વિજયથી એ સઘળી આશાઓ થોડે અંશે પણ સફળ નીવડી હતી.

૬. **પિટનું ચારિત્ર્ય**:-લાંચરૂશ્વત અને ખુશામતના જમાનામા વિરલ એવી પ્રમાણિકતા અને સ્વતંત્રતા પિટમાં હતાં તેનામાં અચળ આત્મશ્રદ્ધા હતી. તેનામાં વધારે પડતું આત્મજ્ઞાન અને આડંબર હતાં, છતાં તેની નિઃસ્વાર્થી અને સાચી સેવાને લીધે તે દેશની મહત્તા અને ગૌરવ વધારી શકયો. નિર્મળ દેશભક્તિ, અચુક મનુષ્ય-પરીક્ષા અને નિઃસ્વાર્થીપણાને લીધેજ તે હડધૂત થયેલા જેકોબાઇટો તથા હાઇલેન્ડરોને પણ સૈન્યમાં દાખલ કરી

શક્યો યોગ્ય માણસોને લશ્કરમાં સેનાપતિપદ આપ્યું અને તેથીજ સપ્તવાર્ષિક વિગ્રહનો પરાજય જીતમાં ફેરવાયો. તેની રાજ્યનીતિમાં તેજસ્વિતા, સાહસિકતા, નિઃસ્વાર્થતા અને ઉચ્ચ નીતિ હતાં. સંસ્થાનોના વિકાસ અને નૌકાબળ પરજ દેશના ઉત્કર્ષનો આધાર છે એમ કહેનાર તેજ પહેલો હતો તે પાર્લમેન્ટના કરતાં સામાન્ય પ્રજાના અભિપ્રાયને વધારે પસંદ કરતો. અને આથીજ સામાન્ય પ્રજાનો એ માનીતો બન્યો હતો અને તે Great Commoner કહેવાયો.

(Q. 10) Write short notes on (a) The Treaty of Paris, and (b) The Methodists.

**(अ) પેરિસની સંધી:**—સપ્તવાર્ષિક વિગ્રહનો ઈ. સ. ૧૭૬૩માં પેરિસની સંધીથી અંત આવ્યો. એ સંધીના કરારો નીચે મુજબ હતાઃ—

(૧) ફ્રેન્ચ લોકોએ ઉત્તર અમેરિકામાંના પોતાનાં બધાં સંસ્થાનો અંગ્રેજોને આપી દેવાં.

(૨) ફ્રેન્ચ લોકોને અમેરિકાના ન્યુફાઉન્ડલેંડ આગળ દરિયામાં માછલા પકડવાં દેવાં.

(૩) માર્ટીનીકો ટાપુ અંગ્રેજોને પાછો આપવો.

(૪) સ્પેને ફ્લોરીડા બ્રીટનને આપવું.

(૫) હિંદમાં ફ્રેન્ચના તાબામાં પોંડિચેરી અને બીજાં ચાર થાણાં રહેવા દેવાં.

આ કરારો કરનાર પ્રધાન બ્યુટ હતો. તેનામાં વિશેષ આવડત ન્હોતી છતાં જે કરારો કરવામાં આવ્યા તેનાથી ઈંગ્લાંડને અમેરિકા, હિંદ તેમજ આફ્રિકામાં ઘણા લાભ થયા. પરિણામે બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નંખાયો અને બ્રિટિશ વાવટો દુનિયાના મહાસાગરો ઉપર ફરકવા લાગ્યો બ્રીટનને દરિયા ઉપર સર્વોપરિ સત્તા મળી અને પરદેશો સાથેનો વેપાર વધ્યો.

(ઘ) કર્મકાંડીઓ ( Methodists ):–ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેના સો વર્ષ સુધીના યુધ્ધો દરમ્યાન ધર્મની વાત વિસારે પડી હતી પરંતુ અઢારમી સદીમાં કારણવાદી યુગ ( Age of Reason ) શરૂ થયો. છતાં હજુ ધાર્મિક અસહિષ્ણુતા કાયમ હતી. ઇંગ્લંડની વસ્તી જેમ જેમ વધતી ગઇ તેમ તેમ લોકો પાપી અને દુરાચારી વધારે બનતા ગયા. લોકોમાં ધાર્મિક ભાવના અને નીતિનું નામ સરખું રહ્યું નહિ. આથી જ્યોર્જ ૨ જાના સમયમાં જ્યોર્જ વ્હાઇટફીલ્ડ અને જહોન વેસ્લિ નામે બે પાદરીઓ ધર્મનો જાહેર ઉપદેશ કરવા બહાર પડયા તેના અનુયાયીઓ કર્મકાંડીઓ ( Methodists ) કહેવાયા. તે લોકોને આવું નામ આપવામાં આવ્યું કારણ કે તેઓ દરેક પોતાનું તેમજ ધાર્મિક કાર્ય પદ્ધતિસર કરતા. તેઓએ સ્થાપિત ધર્મનો ઇન્કાર કર્યો. આ કર્મકાંડીઓએ ભેગા થઇ ઇ. સ. ૧૭૩૦ માં એક મંડળ સ્થાપ્યું અને ધર્મની બાબતમાં લોકોને જાગૃત કર્યા. પરંતુ આ કાર્ય માટે તેઓને ઇંગ્લીશ ચર્ચામાંથી બાતલ કરવામાં આવ્યા એટલે તેઓ નોન-કોન્ફોર્મીસ્ટ નામે ઓળખાયા. આ ચળવળને પરિણામે ઇંગ્લંડમાં ધાર્મિક જાગૃતિ આવી અને ધર્માધિકારીઓએ લોકોને એકનિષ્ઠાથી અને ઉત્સાહપૂર્વક ધાર્મિક શિક્ષણ આપવાનું અને ધર્મની સેવા બજાવવાનું કામ કરવા માંડયું અને પરિણામે લોકસમાજની નીતિ સુધરી.

(Q. 11) Describe the part played by the Whigs in the reign of George I and George II.

સ્ટુઅર્ટ રાજાઓને દૂર કરી હેનોવર વંશના રાજાઓને ઇંગ્લંડની ગાદી અપાવનાર વ્હિગ પક્ષના લોકો હતા. આથી જ્યોર્જ ૧ લા અને ૨ જાએ ઇંગ્લંડની ગાદી પર આવતાં તરતજ દેશનો સઘળો રાજ્ય કારભાર વ્હિગ લોકોને સોંપી દીધો. દેશમાં આ પક્ષની બહુમતિ હતી. દેશમાં તેમના હાથમાં કારભાર ઇ. સ. ૧૭૧૪ થી ૧૭૬૦ સુધી રહ્યો. તે દરમ્યાન તેમણે નીચેના કાર્યો કર્યાઃ—

(૧) પહેલા બે જ્યોર્જ રાજાઓ અંગ્રેજી ભાષાથી અજ્ઞાત હોવાથી તેઓએ રાજકારભારમાં જરાપણ માથું માર્યું નહિ. આથી પોતાની જગ્યાએ કામ કરવા વડા પ્રધાનની નિમણુંક કરવામાં આવી અને તે પ્રધાનનેજ રાજ્યની ખરી સત્તા સોંપાઇ.

(૨) પાર્લામેન્ટનાં બન્ને ગૃહોમાં વ્હિગ પક્ષની બહુમતિ હતી અને લાંચ રૂશ્વત વગેરે લાલચો આપીને તેમણે આ બહુમતિ ટકાવી રાખી.

(૩) નાનાં ગામડાંમાં તો વ્હિગ લોકોની લાગવગ હતીજ અને મોટાં શહેરોમાં લાંચ વગેરે આપીને પાર્લામેન્ટની નવી ચુંટણીમાં પણ તેઓજ ચુંટાઇ આવતા.

(૪) કેથોલિક અને ડીસેન્ટર્સ ઉપરનાં કેટલાંક ધાર્મિક બંધનો દૂર કરીને તેમને પોતાના પક્ષમાં લીધા.

(૫) પર રાજ્યો સાથે શાંતિની નીતિ વાપરીને વ્હિગ લોકોએ દેશનો વેપાર વધાર્યો.

(૬) રાજા પાસેથી કટલાક હક્કો મેળવીને તેમણે નિયંત્રિત રાજ્યસત્તા ઇંગ્લાંડમાં કાયમ કરી.

(૭) વ્હિગ પ્રધાનો ટોરી પ્રધાનો કરતાં હોંશિયાર અને મુત્સદ્દી હોવાથી તેમના વખતમાં દેશનો ઉત્કર્ષ થયો. આથીજ તેમના હાથમાં દેશની સત્તા લાંબો વખત ટકી શકી.

ઉપર જણાવેલાં કારણોને લીધે ઇંગ્લંડનો રાજ્યકારભાર લાંબો વખત સુધી વ્હિગ લોકોના હાથમાં રહ્યો. આ અમલ દરમ્યાન ઇંગ્લંડનું સામ્રાજ્ય તેમજ વેપાર વધ્યાં અને ઇંગ્લંડની પ્રતિષ્ઠા પણ ઘણી વધી. એ વ્હિગ પક્ષના પ્રધાનો પૈકી વોલ્પોલ અને વિલિયમ પિટે બજાવેલી દેશની સેવા અમુલ્ય હતી. તેથીજ તેમના વખતમાં ઇંગ્લંડ દુનિયાના પ્રબળ રાજ્યોમાંનું એક ગણાતું થયું હતું. તેમના વખતમાં દરિયા પર તેમજ જમીન ઉપર ઇંગ્લંડની સત્તા શ્રેષ્ઠ થઇ હતી.

## જ્યોર્જ ૩ જો. (૧૭૬૦ થી ૧૮૨૦)

૧. સપ્તવાર્ષિક વિગ્રહનો અંત પેરીસની સંધિ (૧૭૬૩).
૨. જોન વિલ્કસનો મુકદ્દમો-૧૭૬૩
૩. અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ.
૪. ફ્રાંન્સની રાજ્ય ક્રાંતિ-૧૭૮૯.
૫. ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ-૧૭૯૩ થી ૧૮૧૫
૬. ગ્રેટબ્રિટન અને આયર્લંડનું એકીકરણ-૧૮૦૧
૭. બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરીનો વેપાર બંધ-૧૮૦૭
૮. ધાન્યનો કાયદો-૧૮૧૫

(Q. 12) What new Principles of Government did George III try to introduce and with what result ?

**Or**

Explain clearly the meaning of 'Patriot King' as used by George III. To what extent did he succeed in his attempts and how ?

**Or**

What were the views of George III about rojalty ? Describe his attempts to restore the authority of the crown.

**૧. નાનપણની અસર :-**

(અ) નાનપણમાં જ્યોર્જ ૩ જાનો અભ્યાસ તેની માતાની અને લોર્ડ બ્યુટની દેખરેખ નીચે થયો હતો. તેની માતા તેને વારંવાર ઉપદેશ આપતી 'George, be a King'

(બ) ટોરી ગૃહસ્થ બોલીંગબ્રોકનું 'Patriot Kings' નામનું પુસ્તક તેણે વાંચ્યું હતું. તેમાં આપેલા રાજાનો દરજ્જો અને તેનાં અધિકારો

વિષેના વિચારો તેણે ગ્રહણ કર્યા હતા અને પોતે રાજા થયો ત્યારે તે અમલમાં મુકવાનો નિશ્ચય કર્યો.

૨. **રાજસત્તા વિષે માન્યતા:**–રાજસત્તા વિષે જ્યોર્જ ૩ જાની માન્યતા એકહથ્થુ રાજસત્તા સ્થાપન કરવાની હતી.

૩. **જ્યોર્જ ૩ જો ગાદી પર આવ્યો ત્યારની રાજકીય સ્થિતિ:**– જ્યોર્જ ૩ જો જન્મથી તેમજ શિક્ષણથી પુરો અંગ્રેજ હતો. પહેલા બે જ્યોર્જ રાજાઓ અજ્ઞાન અને એશઆરામી હતા. વળી તેઓ પરદેશી હોવાથી ઇંગ્લંડનાં રાજકારણ તરફ બેપરવા હતા. પરંતુ જ્યોર્જ ૩ જો કેળવાયેલો હતો અને ઇંગ્લંડ માટે તે મગરૂર હતો. પહેલા બે જ્યોર્જની બેપરવાઇને લીધે રાજ્યની બધી સતા વ્હિગ પ્રધાનોના હાથમાં ગઇ અને તેઓ નામનાજ રાજા રહ્યા. લાંચ રૂશ્વત, પદવી, અધિકાર વગેરેની લાલચો આપીને તે વ્હિગ પ્રધાનોએ આમની સભામાં પોતાની બહુમતિ જાળવી રાખી હતી. વળી તેઓ પૈસાદાર અને જમીનદારો હોવાથી ઘણા ગામોના માલીક હતા અને આથી મતદારો પણ તેઓ પર આધાર રાખનારા હતા અને ચુંટણી વખતે તેઓને જ મત આપતા. આથી રાજાની સત્તા માત્ર નામનીજ હતી.

૪. **વ્હીગ સત્તા તોડવા જ્યોર્જ ૩ જાનો પ્રયત્ન:**–પોતે આપખુદ અમલ ચલાવી શકે તે માટે જ્યોર્જ ૩ જાએ વ્હિગ સત્તા તોડી આમની સભા પોતાની સત્તા હેઠળ લાવવા વિચાર કર્યો. તેણે પણ લાંચરૂશ્વત, પદવી, અધિકાર વિગેરેની લાલચ આપી આમનીસભાના સભાસદોને પોતાના પક્ષમાં લીધા. આ પક્ષ King's Friends નામે ઓળખાયો. જ્યોર્જની ઇચ્છા કેબીનેટ પદ્ધતિ તોડી પ્રધાન પોતાની ઇચ્છા પ્રમાણે વરતે એવી હતી. એ અરસામાં વ્હિગ પક્ષમાં ફાટફુટ પડી અને તે પક્ષ નબળો પડ્યો. આથી જ્યોર્જ ૩ જાએ એ ફાટફુટનો લાભ લઇ તેની સત્તા તોડી પાડી.

૫. **પોતાના પ્રધાનો નિમવાનો જ્યોર્જ ૩ જાનો નિષ્ફળ પ્રયત્ન:** જ્યોર્જ ૩ જો ગાદીએ આવ્યો ત્યારે મોટો પિટ વડો પ્રધાન હતો. તેણે સ્પેન સાથે યુદ્ધ કરવા ના પાડી. જ્યોર્જ ૩ જાએ તેના વિરોધીઓને મદદ આપી. આથી મોટા પિટે રાજીનામું આપ્યું. પછી તેણે બ્યુટને વડો પ્રધાન નીમ્યો પણ તેણે થોડા વખતમાં રાજીનામું આપ્યું. પછી ગ્રેન્વીલ, રોકીંગહામ, ગ્રેફ્ટન વિગેરેનાં પ્રધાનમંડળો પોતાની આપખુદ સત્તાની આડે આવે છે એમ જોતાં તેણે તે કાઢી મુકયાં. આખરે ઈ.સ ૧૭૭૦ માં પોતાને મનપસંદ લોર્ડ નોર્થને તેણે વડો પ્રધાન બનાવ્યો. લોર્ડનોર્થના ૧૨ વર્ષના કારભાર દરમ્યાન રાજાએ પોતાની મરજી પ્રમાણે કારભાર ચલાવ્યો; વિલ્કસની ચુંટણી રદ કરાવી તેણે લોકોના હક્ક પર તરાપ મારી. પરંતુ વ્હિગ પક્ષને લોકોનો ટેકો હોવાથી રાજાને નમતું આપવું પડયું અને લોકોના કેટલાક હક્કો તેને કબુલ કરવા પડયા. નકામા બોરંટો ગેરકાયદેસર ઠર્યા. મતદારો ગમે તે પ્રતિનીધિ ચુંટી કાઢે તથા પર્લામેન્ટનાં ભાષણો જાહેર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરી શકાય એમ જ્યોર્જ ૩ જાએ કબુલ્યું. એ વખતે અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ જાગ્યું અને અમેરિકા ઇંગ્લંડની સત્તા હેઠળથી ચાલ્યું ગયું. આથી લોકોમાં વિરોધ જાગ્યો. પરિણામે લોર્ડનોર્થને રાજીનામું આપવું પડયું. આ પછી રોકીંગહામ અને શેલબોર્ન પ્રધાનો થયા. ત્યાર પછી ફોકસ અને નોર્થનું મિશ્ર પ્રધાનમંડળ આવ્યું. પણ ફોકસનું ઈંડિયા બીલ નહિ પસાર થતાં તેણે રાજીનામું આપ્યું. આખરે નાનો પિટ વડો પ્રધાન થયો. નાના પિટે માત્ર જ્યોર્જ ૩ જાના હાથમાંનું રમકડું નહિ બનતાં સ્વતંત્રપણે રાજ્યકારભાર ચલાવ્યો.

૬. **પરિણામ:**—જ્યોર્જ ૩ જો જીદ્દી અને પોતાની ઇચ્છા પ્રમાણે વરતે એવો હોવાથી તેને ઘણું સહન કરવું પડયું. તેણે જે ઇચ્છાથી વ્હિગ સત્તા તોડી તે ઇચ્છા તે પૂર્ણ કરી શકયો નહિ એટલુંજ

નહિ પણ પોતે ચલાવેલું આપખુદ રાજ્યતંત્ર હંમેશ માટે નિષ્ફળ નીવડયું, રાજાએ આપખુદ સત્તા મેળવી પરંતુ પોતાની પદ્ધતિમાં તેણે સજ્જડ હાર ખાધી અને તેજ કારણને લઇને ઈંગ્લંડે હંમેશ માટે અમેરિકા ખાયું. પોતાની આપખુદ નીતિથી તેણે દેશને નુકશાન કર્યું અને પ્રજાનો તે અણમાનીતો થયો.

(Q. 13) Write what you know of (a) John Wilkes and (b) James Wolf.

(अ) જોન વિલ્કસઃ—

(૧) વિલ્કસનો મુકર્દમોઃ-જોન વિલ્કસ જ્યોર્જ ૩ જાના સમયમાં પાર્લમેન્ટનો સભાસદ હતો. વળી તે 'નોર્થ બ્રિટન' નામનાં વર્તમાનપત્રનો અધિપતિ હતો. તેણે 'પેરિસની સંધી' બાબતમાં જ્યોર્જ ૩ જાનાં ભાષણ માટે પોતાનાં પત્રમાં સખત ટીકા કરી આથી જ્યોર્જ ૩ જાએ પોતાના વડા પ્રધાન ગ્રેનવિલ પાસે તેને પકડવા નનામાં વોરંટ (General warrant) કઢાવ્યું અને વિલ્કસને કેદ પકડયો. પરંતુ તે વખતના કાયદાને આધારે વિલ્કસ પાર્લમેન્ટનો સભ્ય હોવાથી તેને કેદ પકડી શકાય નહિ એવો ન્યાયાધિશે ચૂકાદો આપ્યો અને નનામાં વોરંટ ગેરકાયદેસર છે એમ ઠરાવ્યું. આથી વિલ્કસ છુટયો. ત્યારે તેણે ખોટી ફરિયાદ માટે સરકાર પાસે નુકશાની માગી અને તે તેને મળી. પરંતુ થોડા વખતમાંજ જ્યોર્જ ૩ જાએ તેને એક બંડખોર લેખ 'An Essay on Woman' લખવા માટે કોર્ટમાં બોલાવ્યો. આથી વિલ્કસ ફ્રાંસ નાસી ગયો. ચાર વર્ષ રહીને તે ઈંગ્લંડ પાછો આવ્યો ત્યારે ઈંગ્લંડના લોકોએ તેને મિડલસેક્સ પરગણાંમાંથી ચુંટીને પાર્લમેન્ટના સભ્ય તરીકે મોકલ્યો. પરંતુ રાજાએ તેને આગળના ગુન્હા માટે સભ્ય તરીકે નાલાયક ઠરાવ્યો. રાજાનાં આ કૃત્યથી લોકો ઉશ્કેરાયા. તેમણે વિલ્કસને ફરીથી બે વખત બહુમતિથી ચુંટી મોકલ્યો. પરંતુ તેને કાઢી મુકવામાં આવ્યો. હવે લોકો ઘણાજ ઉશ્કેરાઇ ગયા હતા.

તેમણે વિલ્કસને ચોથીવાર સંપૂર્ણ બહુમતિથી ચુંટી મોકલ્યો. આખરે જ્યોર્જ ૩ જાને નમતું આપવુ પડ્યું અને વિલ્કસને પાર્લામેન્ટમાં બેસવા દીધો.

### (૨) વિલ્કસના મુકર્દમાની રાજકીય ઉપયોગીતા:—

(Constitutio1al imp0rtance of Wilkes' Case)

(૧) નનામાં વોરંટો ગેરકાયદેસર ઠર્યાં.

(૨) પાર્લામેન્ટનો પ્રતિનીધિ ચુંટવાનો હક્ક મતદારોનેજ છે. તેમાં રાજા કે પાર્લામેન્ટ કાંઇ ફેરફાર કરી શકે નહિ એમ જાહેર થયું.

(૩) પાર્લામેન્ટના સભ્યને કેદ પકડી શકાય નહિ એમ ઠર્યું.

(૪) પાર્લામેન્ટના વાદવિવાદો જાહેરમાં પસિદ્ધ કરવાનો હક્ક અપાયો.

(૫) લોકો રાજ્યકારણુમાં વધુ રસ લેવા લાગ્યા.

### (ચ) જેમ્સ વુલ્ફ:—

જેમ્સ વુલ્ફ એક યુવાન અંગ્રેજ સૈનિક હતો. ઓસ્ટ્રિયાના વારસાના વિગ્રહમાં તે બાહોશીથી લડ્યો હતો. પરંતુ વ્હિગ પ્રધાનોને તેની શકિતની પરીક્ષા ન્હોતી. સપ્તવાર્ષિક યુદ્ધની શરૂઆતમાં અંગ્રેજોની હાર થવા માંડી. આખરે વિલિયમ પિટને યુદ્ધની વ્યવસ્થા સોંપવામાં આવી. તેણે લશ્કર માટે યોગ્ય અને લાયક અમલદારોની નિમણુક કરી. તેણે વુલ્ફની શૂરવીરતાની કદર કરી અને તેને અમેરિકાનો જમીન પરનાં લશ્કરનો સેનાપતિ બનાવ્યો. અમેરિકામાં અંગ્રેજોએ ફ્રેન્ચ લોકોનું કેનેડા જીતવા પ્રયત્ન કર્યો. કેનેડાની રાજધાની કિવબેકને તેણે ઘેરો ઘાલ્યો. આ લડાઇમાં ભારે કુનેહથી કામ લેવાનું હતું. આખરે વુલ્ફે અંગ્રેજોને વિજય અપાવ્યો. પરંતુ જીતની છેલ્લી ઘડીયે તે ઘવાઇને મરણ પામ્યો. મરતી વખતે પણ પોતાના દેશની દાઝ તેના હૃદયમાં હતી. તેણે મરતાં મરતાં પણ કિવબેકની જીત વિષે સાંભળ્યું અને તે શાંતિથી ઇ. સ. ૧૭૫૯ માં મરણ પામ્યો.

## (Q. 14) Give the causes and effects of the War of American Independence.

### (अ) અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધનાં કારણો:—

જ્યોર્જ ૩ જાના સમય પહેલાં અંગ્રેજ લોકોએ અમેરિકામાં તેર સંસ્થાનો સ્થાપ્યાં હતાં. આ બધાં સંસ્થાનો અંગ્રેજોના તાબામાં હતાં અને ઇંગ્લંડે તેમની ઉપર કેટલાક વેપાર સંબંધી નિર્બંધો નાંખ્યા હતા. પરંતુ રાજકીય કારભાર કરવાની સંસ્થાનોને સ્વતંત્રતા હતી. આ સંસ્થાનો તરફ ઈંગ્લંડ વેપાર પુરતુંજ ધ્યાન આપતું. આ સંસ્થાનોને ફક્ત ઈંગ્લંડના વેપારીઓ અને કારખાનાવાળાઓનો માલ લેવો પડતો. વળી નૌકાયનના કાયદા ( Navigation Laws ) પ્રમાણે સંસ્થાનોમાં માલની લાવલઇજા ઇંગ્લંડના વહાણો મારફતેજ થતી. અને પરદેશથી આવતો માલ પ્રથમ ઈંગ્લંડ લઇ જઈ પછી સંસ્થાનોમાં લાવી શકાતો. વળી સંસ્થાનોમાં પેદા થયેલો તમાકુ, કપાસ વગેરે ઈંગ્લંડનેજ વેચવાં પડતાં. આ બધા વેપારી અંકુશો હોવા છતાં તેનો કડક રીતે અમલ કરવામાં ન્હોતો આવતો. આથી સંસ્થાનોને તે માટે વિરોધ ન્હોતો. પરંતુ સપ્તવાર્ષિક વિગ્રહમાં અમેરિકાનાં રક્ષણ માટે થયેલાં ઇંગ્લંડનાં દેવાનું વ્યાજ ભરવાને ગ્રેનવીલ નામના વડા પ્રધાને 'સ્ટેમ્પ એકટ' નામનો કર સંસ્થાનોની પ્રજા પર નાંખ્યો. આ કરથી સંસ્થાનોના લોકોએ આ કરનો વિરોધ કર્યો, અને જ્યાંસુધી બ્રિટિશ પાર્લમેન્ટમાં સંસ્થાનોનો પ્રતિનીધિ બેસતો નથી ત્યાંસુધી ઇંગ્લંડને સંસ્થાનો ઉપર કર નાંખવાનો બીલકુલ અધિકાર નથી એમ જાહેર કર્યું. અમેરિકાના લોકોએ પણ સ્ટેમ્પ એકટ પ્રમાણે નહિ ચાલવા ઠરાવ્યું.

આ વિરોધ દૂર કરવા રોકીંગહામ નામના વડાપ્રધાને સ્ટેમ્પ એકટ રદ કર્યો.

પછી ટાઉનશેન્ડ નામના પ્રધાને સંસ્થાનોમાં આવતા કાચ, કાગળ, ચા વગેરે પદાર્થો પર ફરીથી જકાત બેસાડી. આથી શાંત થયેલું વાતાવરણ ફરીથી ઉગ્ર બન્યું અને બ્રિટિશ માલનો બહિષ્કાર કરી ઈંગ્લંડના વેપારને

ભારે નુકશાન કર્યું. થોડો વખત તો આ ચળવળને લશ્કરની મદદથી દાબી દેવામાં આવી.

પરંતુ પછી લોર્ડ નોર્થ નામના પ્રધાને અમેરિકાનાં સંસ્થાનોમાં ચા સિવાયના બધા પદાર્થો ઉપરની જકાત કાઢી નાંખી. પરંતુ અમેરિકાના લોકોએ બહિષ્કાર ચાલુ રાખ્યો. વળી પ્રધાન લોર્ડ નોર્થે હિંદુસ્તાનની ચા અમેરિકા બારોબાર લઇ જવાની છૂટ આપી. આથી લોકો વધારે ઉશ્કેરાયા, અને બોસ્ટન બંદરમાં ઉતરેલી ચાની પેટીઓ સમુદ્રમાં ડુબાડી દીધી. આથી ઇંગ્લંડની સરકારે બોસ્ટન બંદરનો વેપાર બંધ કર્યો અને મેસેચુસેટસની પ્રજા જેણે આ ચળવળમાં મુખ્ય ભાગ લીધો હતો તેની સંસ્થાનો સ્થાપવાની સનદ રદ કરી તેનો કારભાર અંગ્રેજ અમલદારને આપવા નક્કી કર્યું. આવી રીતે અમેરિકાના એક સંસ્થાનનું સ્વાતંત્ર્ય નષ્ટ પામવાનો પ્રસંગ આવ્યાથી બીજાં બધાં સંસ્થાનોએ એકસંપ કરી ઇ. સ. ૧૭૭૪ માં ફીલાડેલ્ફીયા નામનાં શહેરમાં પહેલી અમેરિકન રાષ્ટ્રિય મહાસભા બોલાવી. આ સભામાં ઇંગ્લંડે પસાર કરેલા કાયદાનો વિરોધ કરવામાં આવ્યો અને ઇંગ્લંડની પાર્લમેન્ટને સંસ્થાનો ઉપર કર નાંખવાનો કાયદેસર હક્ક નથી એમ જાહેર કરવામાં આવ્યું. આ વખતે સમાધાની કરવા માટે અમેરિકાથી બેન્જામીન ફ્રેન્કલીન નામનો એક વકીલ ઇંગ્લંડ ગયો. ત્યાં તેનું અપમાન કરવામાં આવ્યું. આ વાતની ખબર જ્યારે સંસ્થાનવાસીઓને પડી ત્યારે તેમણે ઇંગ્લંડ સામે યુદ્ધ જાહેર કર્યું (૧૭૭૫–૧૭૮૩). આ યુદ્ધમાં ઇંગ્લંડનો પરાજય થયો અને અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં.

**(બ) અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધની અસર:—**

(૧) સંસ્થાનો સંબંધી યૂરોપનાં રાજ્યોની પહેલાંની નીતિ (Old colonial policy) રદ થઇ.

(૨) અમેરિકાના સંસ્થાનોના વિજયમાંથી પાછા ફરેલા ફ્રેન્ચ સૈનિકોએ પોતાના દેશમાં જાગૃતિ ફેલાવી અને ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિ કરવાને ઉત્તેજન આપ્યું.

(૩) અમેરિકા પોતાની સત્તામાંથી જતાં અંગ્રેજ રાજસત્તાને ફટકો લાગ્યો. અંગ્રેજ લોકો પ્રધાન મંડળના કારભારથી અસંતોષ પામ્યા અને પાર્લમેન્ટની સુધારણા સર્વને આવશ્યક લાગી

(૪) અમેરિકા સાથે ચાલતો ઇંગ્લંડનો વેપાર બંધ થયો અને બને દેશ વચ્ચે દુશ્મનાવટ થઇ.

(૫) અમેરિકાનું એક નવું સ્વતંત્ર પ્રજાસત્તાક રાષ્ટ્ર નિર્માણ થવાથી લોકતત્વોનો વિજય થયો એટલે દરેક દેશની રાજ સત્તા ભયમાં આવી પડી.

(૬) ઇંગ્લંડ જેવાં સબળ રાજ્યને અમેરિકા જેવું નિર્બળ રાજ્ય હરાવી શકે છે એ વાતની જાણ યૂરોપમાં થઇ અને ઈંગ્લંડની મહત્તા ઘટી ગઇ.

(૭ છતાં આ યુદ્ધમાં બ્રિટનનાં નૌકાસૈન્યે દરિયાઈ સત્તા પોતાના હાથમાં જાળવી રાખી. તે અજય્ય છે એમ લોકોને લાગ્યું. એટલે બ્રિટનનાં નૌકાબળની પ્રતિષ્ઠા વધી.

(૮) બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર થોડો વખત વધતો અટકયો.

(Q. 15) How far were the Americans justified in rising against the mother country?

## અમેરિકાના સંસ્થાનવાસીઓનાં કૃત્યની યોગ્યાયોગ્યતા:-

ઉત્તર અમેરિકામાં ૧૩ સંસ્થાનો જે અંગ્રેજોનાં હતાં તે દરેકને પોતાની ધારાસભા હતી ને તેનો રાજ્યવહિવટ સ્વતંત્રપણે ચાલતો હતો તેના વહિવટમાં ઈંગ્લંડ માથું મારતું નહિ માત્ર રાજ્યના પ્રતિનીધિ તરીકે દરેક સંસ્થાન માટે ઈંગ્લંડથી એક ગવર્નર મોકલવામાં આવતો. આમ રાજકીય દ્રષ્ટિએ સંસ્થાનો સ્વતંત્રતા ભોગવતાં હતાં. તેમ છતાં તેમના વેપાર પર ઘણા અંકુશો હતા. આ વેપારી અંકુશોને લીધે સંસ્થાનો તરફથી ઈંગ્લંડને ઘણો ફાયદો હતો આ ફાયદો કાયમ રહે

તથા સંસ્થાને પોતાના કબજામાં રહે તે માટે ઈંગ્લંડને ફ્રાન્સ સાથે સપ્તવાર્ષિક વિગ્રહમાં લડવું પડયું હતું. તો તે માટે થયેલો ખર્ચ વસુલ કરવા અમેરિકાના સંસ્થાનવાસીઓ સીધો કર આપે નહિ એ દેખીતું છે; કારણ કે એ સંસ્થાનોનાં રક્ષણથી ઈંગ્લંડને અનેક રીતના આડકતરા લાભો હતા. વળી સંસ્થાનોની રાજ્ય વ્યવસ્થા સ્વતંત્ર હતી એટલે ઈંગ્લંડની પાર્લમેન્ટને તેના ઉપર સીધો કર નાંખવાનો અધિકાર છે એમ ઠેરવવું એ બેહુદુંજ છે. કોઇ પણ સ્વાતંત્ર્યપ્રિય પ્રજા આવી ગુલામી સ્વીકારેજ નહિ એ સ્પષ્ટ છે. વળી ઈંગ્લંડે પોતાના સ્વાર્થને ખાતર સંસ્થાનોનું રક્ષણ કર્યું. એટલે સંસ્થાનવાસીઓ પાસે તે માટેનો ખર્ચ માંગવો એ અન્યાય ગણાય. વળી સપ્તવાર્ષિક વિગ્રહને અંતે અમેરિકામાંના અંગ્રેજ સંસ્થાનોને કેનેડાના ફ્રેન્ચો તરફનો ભય જતો રહ્યો હતો. તેમ છતાં બ્રિટિશ લશ્કર અને નૌકાસૈન્યની મદદથીજ ફ્રાન્સનો પરાજય થયો હતો એ ભુલી જવા જેટલી કૃતઘ્નતા સંસ્થાનવાસીઓએ બતાવવી જોઇતી ન્હોતી. પરંતુ તેની સાથે લોકલાગણીનો વિચાર કરી ઈંગ્લંડના પ્રધાનોએ પણ સીધો કર નાંખવાનું છોડી દઇને ઈંગ્લંડને જે આર્થિક લાભ મળતા હતા તેજ ચાલુ રાખ્યા હોત તો સંસ્થાનો માતૃભૂમિ સામે કદી પણ થાત નહિ અને તેમના રક્ષણ માટે થયેલો ખર્ચ આડકતરી રીતે વસુલ થઇ જાત. એટલે માતૃભૂમિ ઈંગ્લંડ સામે લડવામાં સંસ્થાનવાસીઓની અમુક અંશે ભુલ હોવા છતાં એટલું તો કહીજ શકાય કે ઈંગ્લંડે મતફેર માટેની દલીલો સમાધાની–ભરી રીતે કરવી જોઇતી હતી કારણ કે રાજકીય દ્રષ્ટિએ સંસ્થાનો સ્વતંત્ર હતાં.

(Q. 16) What was the attitude of the leading English statesmen of the time towards the American War of Independence?

અમેરિકાના સંસ્થાનો પ્રત્યે અંગ્રેજ સરકારે દંડની નીતિનો સ્વીકાર કર્યો હતો તોપણ કેટલાક અંગ્રેજ મુત્સદ્દીઓ સંસ્થાનોની બાજુ લઇ

પાર્લમેન્ટમાં સરકારની નીતિનો વિરોધ કરતા હતા. મહાન પિટ અને બર્ક મુખ્યત્વે કરીને સંસ્થાનોનો પક્ષ લેતા. પિટ હંમેશાં કહેતો કે, "અમેરિકન સંસ્થાનવાસીઓનું કહેવું ન્યાયી છે અને તેમની સંમતિ સિવાય બ્રિટિશ પાર્લમેન્ટને તેમની પાસેથી કર લેવાનો અધિકાર નથી. સંસ્થાનો અંતર્ગત રાજ્યકારભારમાં સંપૂર્ણ સ્વતંત્ર છે અને અન્યાયી કરોનો વિરોધ ન કરે તો પોતે ગુલામીમાં રહેવા યોગ્ય છે એવું દુનિયાને સ્પષ્ટ રીતે જાહેર કરવા જેવું છે. હું તે સંસ્થાનોનો રહેવાસી હોત તો સ્વતંત્રતા મેળવવા છેવટ સુધી લડયો હોત જકાત ઉઘરાવી થોડો પૈસો મેળવવામાં અંગ્રેજો પોતાનું સામ્રાજ્ય અને વેપાર ગુમાવી બેસશે." એવું મહાન પિટે પાર્લમેન્ટમાં ભાષણ કર્યું હતું. પરંતુ તે નકામું ગયું. પિટની માફક ફોકસે પણ જ્યોર્જ ત્રીજાની અમેરિકા સંબંધી નીતિનો વિરોધ કર્યો. તેજ પ્રમાણે બર્કે સ્ટેમ્પ એક્ટ અને નોર્થની જુલ્મી નીતિનો વિરોધ કર્યો. સંસ્થાનો સાથે સમજુતી કરીને આ પ્રશ્નનો નીકાલ કરવો જોઇએ એવો બર્કનો અભિપ્રાય હતો. સંસ્થાનો પાસેથી કર ઉઘરાવવાનો પાર્લમેન્ટનો હક્ક છે પરંતુ સંસ્થાનો પોતાનાં સ્વાતંત્ર્યનું રક્ષણ કરવા લડવાનો નિશ્ચય કરે તો તેવી સ્થિતિમાં અંગ્રેજ સરકારે નમતું આપવામાંજ ડહાપણ છે એવું બર્ક કહેતો. પરંતુ પિટ અને બર્કના વિચારો તરફ પાર્લમેન્ટે ધ્યાન આપ્યું નહિ અને છેવટે અમેરિકન સંસ્થાનો ઇંગ્લંડથી જુદાં પડ્યાં.

(Q. 17) Sketch the career of George Washington.

અમેરિકાનાં સ્વાતંત્ર્ય યુદ્ધમાં શરૂઆતમાં બ્રિટિશ સૈનિકોને સંસ્થાનવાસીઓએ હરાવ્યા. પરંતુ પછી તરતજ અંગ્રેજ લશ્કરે તેમને બંકરહિલ આગળ હરાવ્યા. તે વખતે એક પ્રતાપી પુરૂષ અમેરિકામાં મળી આવ્યો. એ મહાપુરૂષનું નામ જ્યોર્જ વોશિંગ્ટન હતું. વર્જીનીયા સંસ્થાનનો એ જાગીરદાર હતો. સપ્તવાર્ષિક વિગ્રહ વખતે ફ્રેન્ચ લોકો સામે અને રેડ ઇન્ડિયનો સામે લડવામાં એણે બહાદુરી અને ઉત્સાહ બતાવ્યાં હતાં. જેવો એ શૂરો તેવોજ એ નિઃસ્વાર્થી, પ્રમાણિક અને

દેશપ્રેમી હતો. એનો નિશ્ચય અડગ હતો. આવા ગુણોને લીધે અમેરિકનોનો પ્રેમ અને વિશ્વાસ તેણે સંપાદન કર્યાં હતાં. માતૃભૂમિની ધૂંસરીમાંથી સંસ્થાનોને બચાવવાનું કામ એના હાથમાં આવ્યું. એનું કામ કપરું હતું; એના સૈનિકો બીનકેળવાયલા હતા; હથિયાર અને દારૂગોળો પુરતાં ન્હોતાં; અને ખોરાક અને કપડાંની તંગી હતી. વળી ઇંગ્લંડનું બાહુબળ વિશેષ હતું. પરંતુ સેનાપતિ વોશિંગ્ટને પોતાના સૈનિકોને ઉત્સાહી બનાવ્યા અને તેમને લશ્કરી તાલીમ આપી. પહેલી લડાઇમાં તેણે અંગ્રેજ લશ્કરને બોસ્ટનમાંથી હાંકી કાઢ્યું ને ન્યુયોર્ક કબજે કર્યું. આથી સંસ્થાનિકો જોર પર આવ્યા. તેમણે ફિલાડેલ્ફીયામાં કોંગ્રેસ મેળવી પોતાની સ્વતંત્રતા જાહેર કરી. પછી ફ્રાન્સ, સ્પેન, હોલંડ વિગેરેની મદદ મળવાથી આખરે સંસ્થાનોનો વિજય થયો. આ વિજય પછી વોશિંગ્ટનના પ્રમુખપણા નીચે બધાં સંસ્થાનોના પ્રતિનીધિઓની એક સભા મળી અને તેઓએ આખા દેશ માટે રાજ્ય બંધારણ ઘડી કાઢ્યું. તેમાં દરેક સંસ્થાન આંતરિક વ્યવહારમાં સ્વતંત્ર થયું. પરંતુ સામાન્ય હિતના પ્રશ્ન પર ધ્યાન આપવા બધાં સસ્થાનોના પ્રતિનીધિઓની એક મહા સમિતિ સ્થાપવામાં આવી. એ સમિતિના પ્રમુખના હાથમાં આખા દેશનું રાજ્યતંત્ર રહે અને તેની ચુંટણી દર ચાર વર્ષે કરવી એમ ઠર્યું. પહેલા બે વખત ચાર ચાર વર્ષ માટે વોશિંગ્ટન સર્વાનુમતે પ્રમુખ ચુંટાયો ત્યાર પછી રાજકાજમાંથી નિવૃત્ત થઇ તે પોતાને ગામ ગયો. અને સાદું જીવન ગાળવા લાગ્યો. તે ઇ. સ. ૧૭૯૯ માં મરણ પામ્યો. અમેરિકાના તારણહારને માટે એમ કહેવાય છે કે: "First in War, first in peace, first in the hearts of his countrymen."

(Q 18) Write short notes on:-

(a) King's Friends, (b) Boston Tea Party, and (c) Treaty of Versailles.

(अ) King's Friends:—જ્યોર્જ ૩ જો પહેલા બે જ્યોર્જ રાજા-

ઓથી જુદો પડે છે પહેલા બે જ્યોર્જ રાજાઓ અંગ્રેજી ભાષા જાણતા નહિ હોવાથી તેઓને રાજકારભાર માટે પ્રધાનો ઉપરજ આધાર રાખવો પડતો. પરંતુ જ્યોર્જ ૩ જો ઈંગ્લંડમાંજ ઉછર્યો હોવાથી અંગ્રેજી સારી રીતે જાણતો. આથી જ્યારે તે રાજા થયો ત્યારે પ્રધાનોથી સ્વતંત્રપણે કારભાર કરવા તેણે વિચાર કર્યો. પરંતુ તે વખતે મુખ્ય પ્રધાન વ્હિગ પક્ષનો હતો અને તે પક્ષજ પાર્લમેન્ટમાં બહુમતિ ધરાવતો હતો. આથી જ્યોર્જ ૩ જાએ પાર્લમેન્ટમાં પોતાની બહુમતિ ઉભી કરવાને પોતાની પસંદગીનાં માણસોને અમીરો બનાવ્યા તથા માનઅકરામ તથા લાંચ રૂશ્વતનો છુટથી ઉપયોગ કરીને તેણે આમની સભામાં પણ પોતાને વફાદાર રહે એવો પક્ષ ઉભો કર્યો કે જેની મદદથી પોતે આપખુદ અમલ ચલાવી શકે. રાજાના પક્ષના પાર્લમેન્ટના આ સભ્યો King's Friends નામે ઓળખાયા. તેઓ દરેક બાબતમાં રાજાને આધિન રહેતા. આથી જ્યોર્જ ૩ જો પોતાની સત્તા વધારી શક્યો.

(ख, Boston Tea Party: જ્યારે ઉત્તર અમેરિકાનાં સંસ્થાનો અને બ્રીટીશ પાર્લમેન્ટ વચ્ચે કડવાશ ઉત્પન્ન થઇ તે પહેલાં હિંદમાંથી ઇસ્ટ ઇંડિયા કંપની ચાની પેટીઓ ઈંગ્લંડ મોકલતી હતી, ને આ ચા પર દર રતલે ૧ શીલીંગ જકાત લઇને તે સંસ્થાનો તરફ રવાના કરવામાં આવતી. પરંતુ બંને દેશ વચ્ચે જ્યારે કડવાશ ઉત્પન્ન થઇ ત્યારે સંસ્થાનીકોએ આ ચા મંગાવવી બંધ કરી. તે વખતના પ્રધાન લોર્ડ નોર્થે આ ચા ઉપરની જકાત માફ કરી, અને આ ચા સંસ્થાનોમાં હિંદથી સીધી જાય એમ છુટ આપી. પરંતુ સંસ્થાનવાસીઓએ ઇંગ્લંડના દરેક માલનો બહિષ્કાર જાહેર કર્યો હતો. તેમ છતાં હિંદથી ૩૪૦ ચાની પેટીઓ ભરીને ત્રણ વહાણો અમેરિકાનાં બોસ્ટન બંદરે સીધાં આવ્યાં. આ જોઇને કેટલાક જુવાન સાહસિક સંસ્થાનીકો રેડ ઇન્ડિયનોનો વેશ લઇને એક રાત્રે ચાના વહાણો પર ચડયા, અને

ચાની પેટીઓ તોડીને બધી ચા દરિયામાં નાંખી દીધી. આ બનાવ ઇતિહાસમાં The Boston Tea Party ને નામે જાણીતો છે.

(क) Treaty of Versailles:–અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધનો અંત ઇ. સ. ૧૭૮૩ માં આવ્યો. અમેરિકા અને ઇંગ્લંડ વચ્ચે સલાહ થઇ. વર્સેલ્સ આગળ થયેલી આ સલાહથી નીચે પ્રમાણે ફેરફારો થયા:–

( ૧ ) અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં.

( ૨ ) પરંતુ ઇંગ્લાંડ પાસે ઉત્તર અમેરિકામાંના કેનેડા, નોવાસ્કોશીઆ તથા ન્યુ ફાઉન્ડલેંડ રહ્યાં.

( ૩ ) સ્પેનને માઇનોર્કા અને ફ્લોરિડા મળ્યાં.

( ૪ ) ફ્રાન્સને પશ્ચિમ આફ્રિકાનો થોડો ભાગ મળ્યો.

(Q. 19) Give the causes of the French Revolution.

ફ્રાન્સના રાજ્ય વિપ્લવનાં કારણો:—

(૧) **રાજાઓની નિરંકુશ સત્તા:**–જે જમાનામાં રાજાના દૈવી હક્કનો ખ્યાલ ઇંગ્લંડમાં નષ્ટ થઇ ગયો હતો તે જમાનામાં ફ્રાન્સમાં લુઇ ૧૪ મો રાજા આપખુદ સત્તા ભોગવતો હતો. "હું જ રાજ્ય છું" એમ તે ગર્વથી કહેતો. વળી તે કહેતો કે રાજ્યના કાયદા ઘડવાનું કામ રાજાનું છે અને પાર્લમેન્ટનું નથી અને રાજા તે કાયદા પાળવાને બંધાયલો નથી. તેમ છતાં તેના આપખુદ અમલથી પ્રજા નારાજ ન્હોતી. પરંતુ તેની પછીના બે રાજાઓ નબળા નીકળ્યા. તેઓ પણ આપખુદ સત્તા ચલાવવા લાગ્યા. લુઇ ૧૪ માનો પુત્ર લુઇ ૧૫ મો આવડત વિનાનો, આળસુ અને એશ-આરામી હતો. રાજ્યની તીજોરી ખાલી થઇ ગઇ હતી તો પણ તેના દરબારનો લખલૂટ ખર્ચ ચાલુ હતો. આથી નાણા મેળવવા રાજાને સામાન્ય પ્રજા પાસેથી ભારે કર લેવો પડ્યો. પ્રજા આ કરનો વિરોધ કરવા તત્પર હતી.

(૨) **મધ્યમ વર્ગનો અસંતોષ:**–તે વખતના ફ્રાન્સના જનસમાજના ચાર વિભાગ પાડી શકાય (૧) અમીરો, (૨) ધર્મગુરૂઓ, (૩) મધ્યમ વર્ગના લોકો જેવા કે વેપારીઓ અને વિદ્વાનો, તથા (૪) ખેડુતો, કારીગરો, અને મજુરો. તેમાં અમીરો અને ધર્મગુરૂઓ દેશમાં ખાસ હકો ભોગવતા હતા. તેઓ નહિ જેવાજ કરવેરા ભરતા. દ્રવ્ય અને સત્તાને લીધે તેઓ આળસુ, અભિમાની અને ઉદ્ધત બન્યા હતા મધ્યમ વર્ગના લોકો પૈસાદાર અને કેળવાયેલા હતા. રાજ્યના કરવેરા ભરવામાં તેમનો ફાળો મોટો હતો, છતાં રાજ્યમાં કોઇપણ અગત્યના હોદ્દા ઉપર અમીરોની જ નીમણુંક થતી. આ રીતે ગરીબોને ભોગે અમીરો અને ધર્મગુરૂઓ વિલાસી જીવન ગાળતા હતા. સમાજની આ વ્યવસ્થા સામે મધ્યમ વર્ગનો અસંતોષ હતો અને તે ક્રાંતિ માટે ઝંખતો હતો.

(૩) **ખેડુતોનો અસંતોષ:**—કારીગરો, મજુરો અને ખેડુતોની સ્થિતિ તો એથી પણ ખરાબ હતી. શ્રીમંત લોકો તેમની પાસે વધારે કામ કરાવતા અને થોડો પગાર આપતા. વળી ખેડુતોને રાજ્યની તેમજ જમીનદારોની વેઠ કરવી પડતી. ખેડુતો રાજ્યના કરના બોજામાંથી તથા જમીનદારોના જુલમમાંથી છૂટવા માગતા હતા. વળી તેઓ ગરીબ હતા. તેમને પાકના $\frac{1}{5}$ ભાગમાંથીજ પોતાનો નિર્વાહ કરવો પડતો. આથી તેઓમાં રાજ્ય પ્રત્યે અસંતોષ હતો.

(૪) **ક્રાન્તિકારી સાહિત્ય:**–બુદ્ધિવાદનો એ જમાનો હતો. રૂસો (Rousseau) અને વોલ્ટેર (Voltaire) જેવા મહાન વિચારકો આ વખતે ફ્રાન્સમાં પાકયા હતા. અસરકારક ભાષામાં વોલ્ટેરે ધર્મસમાજ પર સખત પ્રહાર કર્યા. વળી 'Letters on the English' નામનું પુસ્તક લખી તેણે ઈંગ્લંડની સમૃદ્ધિ અને ફ્રાન્સની દુર્દશાનો ચિતાર પ્રજા સમક્ષ જાહેર કર્યો.

રૂસોએ 'Social Contract' નામનું પુસ્તક લખી રાજાની આપખુદ સત્તાનો વિરોધ કર્યો. એ લખાણોની અસર લોકો ઉપર ઘણી ઊંડી થઈ અને ફ્રાન્સની પ્રજામાં સ્વતંત્રતા, સમાનતા અને બંધુભાવની તમન્ના જાગી.

**(૫) તાત્કાળિક કારણો :**—અમેરિકાએ મેળવેલી સ્વતંત્રતાનો દાખલો ફ્રાન્સના લોકોની સમક્ષ હતો અને તેમાંના થોડાએ તો એ લડાઈમાં ભાગ પણ લીધો હતો. તેવામાં ઇ. સ. ૧૭૮૮ માં ફ્રાન્સમાં દુકાળ પડયો અને સંખ્યાબંધ ગરીબ માણસો મરણ પામ્યાં. સરકારની આર્થિક સ્થીતિ નબળી હોવાથી આ સંકટમાં પ્રજાનું રક્ષણ થઇ શકયું નહિ આ સંજોગમાં બળવાનો અગ્નિ ધુંધવાવા લાગ્યો

**(૬) રાજાની નાણાં ભીડ :**–ઇ. સ ૧૭૭૫ માં લુઇ ૧૬ મો ગાદીએ આવ્યો. તે સમયે ફ્રાન્સની આર્થિક સ્થિતિ તદ્દન કંઢોડી હતી. લાંબા વિગ્રહો, રાજાનું ઉડાઉપણું તથા વિચિત્ર કરપદ્ધતિથી રાજકીય દેવું ઘણુંજ વધી ગયું. આ આર્થિક સંકડામણમાંથી છુટવા રાજાએ ૧૭૫ વર્ષથી નહિ બોલાવેલી પાર્લામેન્ટ (States General) ૧૭૮૯ના મે માસમાં બોલાવી. પરંતુ તેમાં અમીરો તથા ધર્મગુરૂઓએ સામાન્ય લોકના પ્રતિનીધિઓ સાથે બેસવાની ના પાડી. આથી સામાન્ય લોકના પ્રતિનીધિઓ સભાગૃહ છોડી ચાલ્યા ગયા. તેઓ ટેનીસ રમવાની જગ્યાએ ભેગા મળ્યા અને એ સભાજ રાષ્ટ્રિય મહાસભા (National Assembly) છે એમ તેઓએ જાહેર કર્યું. પછી અમીરો અને ધર્મગુરૂઓ પણ તેમાં જોડાયા. પરંતુ લુઇ ૧૬ મો મૂર્ખ અને અવિચારી હતો. તેણે આ લોકોને વિખેરી નાંખવા લશ્કર બોલાવ્યું. આથી લોકોએ બળવો જગાવ્યો. (૧૭૮૯) બળવામાં રાજા–રાણીનો વધ કરવામાં આવ્યો અને ફ્રાન્સમાં પ્રજા-સત્તાક રાજ્ય સ્થપાયું.

(Q 20) What were the effects of the French Revolution on England?

or

What was the attitude of the leading men in England towards the French Revolution?

(अ) ફૉક્સ'—ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઇ એ વાત સાંભળીને ઇંગ્લંડમાં વ્હિગ લોકોને અતિ આનંદ થયો. જ્યોર્જ ૩ જાના અમલની શરૂઆતમાં જ તેઓની સત્તા નબળી પડી ગઇ હતી. જુલ્મી રાજાઓના તડકામાંથી ફ્રાન્સના લોકો છુટ્યા એમ તેઓને લાગ્યું. હવે ફ્રાન્સમાં ઇંગ્લંડની માફક લોકનિયંત્રિત રાજ્ય સ્થપાતાં બંને દેશો વચ્ચે સુસ્નેહ રહેશે એમ તેઓ માનવા લાગ્યા. વ્હિગ પક્ષના આગેવાન ફૉક્સે ફ્રેન્ચ રાજ્યક્રાંતિનાં વખાણ કર્યાં અને દુનિયાના એક અપૂર્વ પ્રસંગ તરીકે તેને જાહેર કરી. ફૉક્સના વ્હિગ અનુયાયીઓએ ફ્રેન્ચ રાજ્યક્રાન્તિથી ઉત્પન્ન થયેલા સમાનતા, સ્વતંત્રતા અને વિશ્વબંધુત્વનો પ્રચાર કરવા ઇંગ્લંડમાં કેટલીક સંસ્થાઓ સ્થાપી.

(ब) બર્ક :—'Reflections on the French Revolution' નામનું પુસ્તક પ્રસિદ્ધ કરીને રાજ્યક્રાંતિ વિરૂદ્ધ પોતાનો મત જાહેર કર્યો.

(क) વર્ડ્ઝવર્થ:—કવિ વર્ડ્ઝવર્થે પ્રથમ ફ્રેન્ચ રાજ્યક્રાંતિમાં આનંદ માન્યો, પરંતુ પૅરિસમાં જઈ ત્યાંની પરિસ્થાતિ જોયા પછી પોતે ક્રાંતિ વિરૂદ્ધ છે એમ દર્શાવ્યું.

(ड) નાનો પિટ:—ટોરી પક્ષનો આગેવાન અને ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન પિટ હતો. ફ્રેન્ચ રાજ્યક્રાંતિ સંબંધમાં તેની અંદરખાને શરૂઆતમાં સહાનુભૂતિ હતી. તોપણ પાછળથી તેના વિચારો બર્કના જેવા થયા અને તે રાજ્યક્રાંતિની પુનરાવૃત્તિ ઇંગ્લંડમાં ન થાય તે માટે તેણે જુલ્મીપણાની શરૂઆત કરી અને કેટલાક જાપ્તાના

કાયદા ઘડયા. ઇંગ્લંડમાં આવી પરિસ્થીતિ હોવાથી અંગ્રેજોનું લક્ષ ફ્રાન્સ તરફ લાગી રહ્યું હતું. તેથી ક્રાંતિકારક ફ્રેન્ચ લોકોએ કરેલાં અઘટીત કૃત્યો, નિરપરાધી લોકોની કતલ, અને છેવટે રાજા અને રાણીનાં ખૂન વગેરે બાબતો જોયા પછી વ્હિગ લોકોનો મત બદલાવા લાગ્યો. છેલ્લે તો અંગ્રેજ લોકોની મનોવૃત્તિ ફ્રેન્ચ રાજ્યક્રાંતિ તરફ તદ્દન વિરૂદ્ધ થઇ ગઇ. તેમ છતાં ફોક્સ અને તેના વ્હિગ અનુયાયીઓએ પોતાનો મત બદલ્યો નહિ. આથી તેઓ લોકોને અપ્રિય થયા અને લોકોએ પિટને ટેકો આપ્યો.

**(Q. 21) Describe the career of Pitt the Younger and form an estimate of his work.**

## નાનો પિટ.

૧. **જન્મ**:–વિલિયમ પિટના એ બીજા પુત્રનો જન્મ ઇ સ. ૧૭૫૯માં થયો હતો.

૨. **કેળવણી**:–તે શરીરે રોગીષ્ટ હતો. સંધીવાના દરદથી તે પીડાતો હતો. આથી તેને શાળામાં ભણવા મુકવાને બદલે તેના પિતા ઘેર ભણાવતા. આથી તેના પિતાને જ્યારે બીજા મુત્સદ્દીઓ મળવા આવતા ત્યારથી નાનપણમાં તેને રાજકીય વિષયો સાંભળવાના મળતા અને તેમાંજ તેને વધારે રસ પડવા લાગ્યો. પછી તે કેમ્બ્રીજની યુની-વર્સીટીમાં જોડાયો. ત્યાં તેણે પ્રખ્યાત અર્થશાસ્ત્રી એડમ સ્મીથનું 'Wealth of Nations' નામનું પુસ્તક વાંચ્યું. અભ્યાસમાં તે ઘણો હોંશિયાર હતો.

૩. **પ્રધાનપદ**:–નાનો પિટ ઇ. સ. ૧૭૮૦ માં ૨૧ વર્ષની વયે પાર્લમેન્ટનો સભ્ય ચુંટાયો. ૨૩ વર્ષની ઉમરે તે ખજાનચી નીમાયો અને ૨૪ વર્ષની ઉમરે ઇંગ્લંડનો વડો પ્રધાન થયો. આટલી નાની ઉંમરમાં વડો પ્રધાન

થનાર તેજ પહેલો હતો. તે ટોરી પક્ષનો હતો. આથી વ્હિગ નેતાઓ ફૉક્સ અને નોર્થ તેના વિરોધીઓ હતા. પરંતુ જ્યોર્જ ૩ જાએ પાર્લમેન્ટમાં નવી ચુંટણી કરાવી અને તેમાં નાના પિટના ટોરી પક્ષની બહુમતિ થઇ.

**૪. રાજ્યનીતિ:-**

**(અ) શાંતિના સમયમાં** ( Home Policy ):-પિટની નીતિ શાંતિની હતી. રાજકારભારમાં તેનાં સૂત્રો સલાહશાંતિ, ખર્ચમાં કાપકુપ અને આંતરિક સુધારાઓનાં હતાં. તેના કારભાર દરમ્યાન તેણે નીચે પ્રમાણે કાર્યો કર્યાં:-

(૧) **પિટનો હિંદ વિષેનો ખરડો:**-ઈ. સ. ૧૭૮૪ માં આ ખરડો પસાર કરી તેણે બોર્ડ ઑફ્ કન્ટ્રોલ નીમ્યું. આથી હિંદની વ્યવસ્થા આડકતરી રીતે પાર્લમેન્ટના હાથમાં ગઇ.

(૨) **આર્થિક સુધારા:**-પિટ ખુલ્લા વેપાર (Free Trade) નો હિમાયતી હતો. 'Wealth of Nations'માં જણાવેલા વેપાર સંબંધી સુધારા દેશમાં દાખલ કરવા તેણે પ્રયત્ન કર્યો. ચા, તમાકુ, દારૂ વિગેરે જીવનને અત્યંત જરૂરી વસ્તુઓ ઉપરનો કર કાઢી નાંખ્યો. આથી દાણચોરી અટકી, અને ગરીબ પ્રજાને ફાયદો થયો. વળી દેશનો વેપાર વધ્યો. તેણે વેપારી મંડળોની પુનર્રચના કરી અને તેઓ પાસેથી કર મેળવ્યો. તેણે દેશનું રાષ્ટ્રિય દેવું પતાવવા Sinking Fund ની યોજના ઘડી. રાજ્યની આવકમાંથી દર વર્ષે ૧૦ લાખ પૌંડ દેવાં પેટે અલગ કાઢયા. આથી આઠ વર્ષમાં તેણે ૧ કરોડ પૌંડનું રાષ્ટ્રિય

દેવું ભરપાઈ કર્યું. વળી સોનાનું નાણું પુરતું નહિ હોવાથી તેણે નોટનું ચલણુ દાખલ કર્યું. ફ્રાન્સ સાથે નિરંકુશ વેપારના કરાર કર્યા. પિટના આર્થિક સુધારાથી દેશનો વેપાર ખીલ્યો અને રાજ્યની આવકમાં સંગીન વધારો થયો.

(૩) **પાર્લમેન્ટની સુધારણા માટે પ્રયત્ન:**-Rotten Boroughs અને Pocket Boroughsને પાર્લમેન્ટમાં પ્રતિનીધિઓ મોકલવાનો હક્ક હતો. પરંતુ વેપાર ઉદ્યોગથી ઉભાં થયેલાં નવાં શહેરોને તે હક્ક ન્હોતો. આ શહેરોનું પ્રતિનીધિત્વ પાર્લમેન્ટમાં દાખલ કરવા પિટે એક ખરડો રજુ કર્યો. પણ રાજાનો વિરોધ અને પાર્લમેન્ટમા જાગીરદારોના જોરને લીધે આ ખરડો ઉડી ગયો. (આ ખરડો પાછળથી ૧૮૩૨ માં પસાર થયો હતો.)

(૪) **ગુલામીની પ્રથા નાબુદ કરવાનો પ્રયત્ન:**-ઇલિઝાબેથના વખતથી ગુલામોની પ્રથા શરૂ થઇ હતી. વિલિયમ વિલ્બરફોર્સની પ્રેરણાથી પિટે આ પ્રથા રદ કરવા એક ખરડો રજુ કર્યો. પણ તે વખતે પાર્લમેન્ટમાં વેપારીઓનું જોર હોવાથી એ ખરડો ઉડી ગયો. (આ ખરડો પાછળથી ૧૮૦૭ માં પસાર થયો હતો)

(૫) **કેથોલિકોને છુટ આપવાનો પ્રયત્ન:**-રોમન કેથોલિકો ઉપરના પ્રતિબંધો દૂર કરવા તેણે એક ખરડો રજુ કર્યો પણ જ્યોર્જ ૩ જાના વિરોધને લીધે તે ઉડી ગયો. (આ ખરડો પાછળથી ૧૮૨૯ માં પસાર થયો હતો.)

(૬) **ગ્રેટબ્રિટન અને આયર્લંડનું એકીકરણ** :–ઈ. સ. ૧૮૦૧ માં તેણે ગ્રેટબ્રિટન અને આયર્લંડની પાર્લમેન્ટ જોડી દીધી.

(ખ) **ફ્રેંચ રાજ્યક્રાન્તિના સમયમાં** :–ઇ સ. ૧૭૮૯માં થયેલી ફ્રેન્ચ રાજ્યક્રાંતિના પરિણામે ઇંગ્લંડમાં પણ તેની ચળવળનાં ચિન્હો દેખાવા લાગ્યાં. આથી પિટે તે સામે ચાંપતા ઉપાય લેવા નીચેના કડક કાયદાઓ પસાર કર્યા :–

(૧) **એલિયન એક્ટ** (૧૭૯૩) :–આ કાયદાથી પરદેશીઓ ઉપર દેખરેખ રાખવા તથા જરૂર પડે તેમને દેશમાંથી હાંકી કાઢવા તેણે ઠરાવ્યું.

(૨) **હેબિયસ કોરપસ એક્ટ મુલતવી** (૧૭૯૪) :–રાજદ્રોહી માણસોને જેલમાં રાખી શકાય તે માટે હેબિયસ કોરપસનો કાયદો થોડા વખત માટે મુલતવી રાખવામાં આવ્યો.

(૩) **સભાબંધીનો કાયદો** (૧૭૯૫) :–દેશમાં સભા-બંધીનો કાયદો પસાર કરવામાં આવ્યો જેથી ક્રાંતિકારી વિચારોનો ફેલાવો થઇ શકે નહિ.

૫. **યુદ્ધમંત્રી તરીકે** (Foreign Policy) :–સપ્તવાર્ષિક વિગ્રહ પછી ઇંગ્લંડ એકલું પડી ગયું હતું. આ વખતે બીજાં રાજ્યો ભેગાં મળી કદાચ ઈંગ્લંડ સામે થાય તે માટે તથા પૂર્વ તરફ રશિયા સત્તા વધારી ન શકે તે માટે ઈંગ્લંડ, હોલંડ અને પ્રશિયાનો એક સંઘ ઈ. સ. ૧૭૮૮ માં નાના પિટે સ્થાપ્યો. યુરોપમાં સત્તાની સમતુલા (Balance of Power) જાળવી રાખવા તેણે આ પ્રયત્ન કર્યો. પરંતુ ફ્રેન્ચ રાજ્યક્રાંતિ પછી ફ્રાન્સની વ્યવસ્થા નેપોલિયનના હાથમાં આવી. નેપોલિયનની ઇચ્છા દુનિયાના રાજા થવાની હતી. તેણે ઇ. સ. ૧૭૯૩ માં હોલંડ પર હલ્લો કર્યો. આથી ૧૭૮૮ ના કરાર પ્રમાણે ઈંગ્લંડને હોલંડના પક્ષમાં ફ્રાન્સ વિરુદ્ધ

લડાઈમાં ઉતરવું પડ્યું. આ લડાઈ માટે નાના પિટે ઈંગ્લંડ, આસ્ટ્રિયા, પ્રશિયા, સ્પેન, હોલંડ અને સાર્ડીનીયાનો પ્રથમ સંઘ ફ્રાન્સ વિરૂદ્ધ સ્થાપ્યો પણ નેપોલિયને ઈંગ્લંડ સિવાય બધાં રાજ્યોને હરાવી તે સંઘ તોડયો. ઈંગ્લંડ પોતાનાં નૌકાબળથી ટકી રહ્યું.

ઈ. સ. ૧૭૯૯ માં પિટે ઈંગ્લંડ, રશિયા, આસ્ટ્રિયા અને તુર્કસ્તાનનો બીજો સંઘ સ્થાપ્યો. પરંતુ નેપોલિયને જીત મેળવી તે સંઘ પણ તોડી પાડયો. આથી ઈંગ્લંડે ૧૮૦૨ માં આમીન્સના કરાર કર્યા. પણ તે તરતજ તોડી નાંખવામાં આવ્યા.

ઈ. સ. ૧૮૦૫ માં નાના પિટે ઈંગ્લંડ, રશિયા, પ્રશિયા અને આસ્ટ્રિયાનો ત્રીજો સંઘ સ્થાપ્યો. પ્રશિયાને પુષ્કળ નાણાં મોકલવાનું પિટે કબુલ્યું. પણ નેપોલિયનની સામે આ દેશો ટકી શકયા નહિ. આથી ત્રીજો સંઘ પણ તૂટી પડયો. તેના આઘાતથી થોડા દિવસમાં પિટ મરણ પામ્યો (૧૮૦૬).

**૬. નાના પિટના અમલની સમાલોચના:**–નાનો પિટ શાંતિપ્રિય પ્રધાન હતો. આથી દેશમાં શાંતિ સ્થાપી વેપાર વધારવાનો તેણે પ્રયત્ન કર્યો. તેણે ઈંગ્લંડ તથા ફ્રાન્સ સાથે વેપારી કરાર કર્યા તથા આયર્લંડનું એકીકરણ કરવા પ્રયત્ન કર્યો. રાજ્યના કર ઓછા કર્યા અને રાષ્ટ્રિય દેવું ઓછું કર્યું. કેનેડાને સ્વતંત્રતા આપી. તેણે બીજા સુધારાઓ દાખલ કરવા પ્રયત્ન કર્યો પણ જ્યોર્જ ૩ જાના જક્કી સ્વભાવથી તે નિષ્ફળ ગયા. આ જોતાં તેની આંતરનીતિ શાંતિના સમયમાં શ્રેષ્ઠ પ્રકારની કહી શકાય. પરંતુ તેની પરદેશનીતિ નબળી હતી. નેપોલિયન સામે તેના સ્થાપેલા ત્રણે સંઘો તૂટી પડયા. યુદ્ધમંત્રી તરીકે તે નિષ્ફળ નીવડયો. યુદ્ધખાતાંમાં તેના નીમેલા માણસો નાલાયક નીવડયા. તેણે યુદ્ધ માટે એકજ નીતિ કાયમ રાખવાને બદલે તે વારંવાર બદલ્યા કરી. આટલું છતાં નેપોલિયન જેવા બહાદૂર સૈનિક સામે તે છેવટ સુધી ટકી શકયો અને દેશને તેની સાથે લડવા ચાલુ રાખી શકયો એ તેની અડગ હિંમત અને ધીરજ તેની મહત્તા માટે પુરતાં છે.

## (Q. 22) Compare and contrast the two Pitts as peace and war ministers.

### બંને પિટની સરખામણી.

**(અ) મળતાપણું:—**

(૧) બંને પિટ લાંચ રૂશ્વતના વિરોધી હતા. (૨) સ્વમાનને ભોગે સત્તા ટકાવવા બંને રાજી ન્હોતા. (૩) બંને નિઃસ્વાર્થી અને પ્રમાણિક હતા. (૪) બંનેની નીતિ ઉદાર હતી અને આથીજ તેઓ પ્રજાના માનીતા થયા હતા. (૫) બંને સ્વદેશાભિમાની હતા. (૬) બંનેમાં આત્મવિશ્વાસ પુરો હતો. (૭) બંને ઉત્તમ વક્તા હોઇ પોતાનાં ભાષણની છાપ બીજા પર પાડી શકતા.

**(બ) જુદાપણું:—**

| મોટો પિટ. | નાનો પિટ. |
| --- | --- |
| ૧ યુદ્ધ મંત્રી હતો અને સમવાર્ષિક યુદ્ધમાં મળેલા વિજયથી તે પ્રખ્યાત થયો હતો. | ૧. શાંતિ પ્રિય પ્રધાન હતો. અને શાંતિના સમયમાં દેશમાં અનેક સુધારા કરી તે પ્રખ્યાત થયો હતો. |
| ૨. યુદ્ધનુ ઉગ્ર ધોરણ સ્વીકારીને અને અનેક સંકટોમાંથી બચાવીને તેણે બ્રીટીશ સામ્રાજ્યની સ્થાપના કરી. | ૨. દેશના રાજ્ય કારભારમાં આર્થિક અને રાજકીય સુધારા કરી રાજ્યકારભાર વ્યવસ્થિત કર્યો. |
| ૩. તેની પરદેશનીતિ ઉગ્ર સ્વરૂપની હતી | ૩. તેની પરદેશનીતિ શાંતિ અને સમાધાનની હતી. |
| ૪. શાંતિના સમયમાં તેણે દેશની કાંઇ સેવા બજાવી નથી. | ૪. શાંતિના સમયમાં અનેક સુધારા કરી દેશની આબાદી વધારી. |
| ૫. તેની યુદ્ધ વિષયક કામગીરી શ્રેષ્ઠ પ્રકારની હતી | ૫. તેની શાંતિ વિષયક કામગીરી શ્રેષ્ઠ પ્રકારની હતી. |

| | |
|---|---|
| ૬. અમેરિકાના સંસ્થાનો તરફ તેનું વલણુ ઉદાર અને સહાનુભૂતિવાળું હતું. એટલે તે પ્રજાની સ્વતંત્રતાનો હિમાયતી હતો. | ૬. ફ્રેન્ચ લોકો તરફ તેનું વલણ વિરૂદ્ધનું હતું. એટલે તે પ્રજાની સ્વતંત્રતાનો વિરોધી ગણાયો. |
| ૭. તેની યુદ્ધ સમયની કારકીર્દી યશસ્વી નીવડી કારણુ કે તેની સામે પ્રબળ શત્રુઓ ન્હોતા | ૭. તેની યુદ્ધ સમયની કારકીર્દી યશસ્વી નીવડી નહિ કારણુ કે તેને નેપોલિઅન જેવા પ્રબળ શત્રુ સાથે લડવાનું હતું. |

(Q. 23) Give the causes of the Peninsular War.

સ્પેન, પોર્ટુગલ, પ્રશિયા વિગેરેને પોતાની હકુમત નીચે લાવ્યા પછી નેપોલિયને જર્મનીનાં બર્લિન શહેરમાંથી એક હુકમ ( Berlin Decrees ) બહાર પાડ્યો. આ હુકમથી ફ્રાન્સ અને મિત્ર રાજ્યોએ અંગ્રેજ વહાણોને પોતાનાં બંદરમાં માલ લઈને આવવા દેવાં નહિ તથા બ્રિટિશ માલનો સંપૂર્ણ બહિષ્કાર કરવો એમ નેપોલિયને જાહેર કર્યું. આ હુકમ નેપોલિયન પોતેજ સંપૂર્ણ પાળી શક્યો નહિ. આથી પોર્ટુગલના રાજાએ પણ બ્રિટિશ વેપારીઓનો માલ જપ્ત કરવાની ના પાડી. એટલે નેપોલિયને સ્પેન સાથે છુપા કરાર કર્યા અને પોર્ટુગલ જીતી બંને દેશોએ તે વહેંચી લેવું એમ નક્કી કર્યું. પછી નેપોલિયને પોર્ટુગલ પર સ્વારી કરી તેના રાજાને નસાડી મૂક્યો.

પોર્ટુગલ જીત્યા પછી નેપોલિયને સ્પેન પણ જીતવા યુક્તિ કરી, તેણે સ્પેનના રાજાના પુત્રને તેના પિતા વિરૂદ્ધ ઉશ્કેર્યો. નેપોલિયને ફ્રેંચ લશ્કર પુત્રને મદદ માટે મોકલ્યું. સ્પેનમાં બળવો થયો. આથી પિતા અને પુત્ર નેપોલિયન પાસે આવ્યા. નેપોલિયને બંને પાસે ગાદી છોડાવી અને પોતાના ભાઇ જોસફને સ્પેનની ગાદી પર બેસાડ્યો. આથી સ્પેનના લોકો ગુસ્સે થયા. લોકોમાં રાષ્ટ્રિય સ્વાતંત્ર્યની ભાવના જાગી. આખરે ઇગ્લંડની મદદ મેળવી સ્પેનના લોકોએ પોતાની સ્વતંત્રતા માટે

નેપોલિયન સામે યુદ્ધ શરૂ કર્યું. આ યુદ્ધ દ્વિપકલ્પીય યુદ્ધ તરીકે ઓળખાય છે. આ યુદ્ધમાં નેપોલિયનની ઇ. સ. ૧૮૦૯ માં હાર થઇ. આ હાર પછી નેપોલિયન રશિયામાં હાર પામ્યો. અને છેક ૧૮૧૫ સુધી બધીજ લડાઇમાં હાર્યો. એટલે તેની હારની શરૂઆત દ્વિપકલ્પીય યુદ્ધથીજ થઇ હતી અને તેથી આ યુદ્ધ ઇતિહાસમાં વધારે જાણીતું છે.

## (Q. 24) What led to the Union of Great Britain and Ireland ?

**(અ) આયર્લંડની સ્થિતિ:**-આયર્લંડમાં પ્રથમ કેથોલિકોજ રહેતા હતા. પરંતુ તે ઇંગ્લંડના હાથમાં આવ્યું ત્યારથી ઇંગ્લંડના પ્રોટેસ્ટંટોને ત્યાં દાખલ કરવામાં આવ્યા. કેથોલિક ધર્મને આયર્લંડમાંથી નાબુદ કરવાને ઇંગ્લંડે પ્રયત્ન કર્યો, પ્રોટેસ્ટંટોને આયર્લંડની ¾ જમીનના માલીક બનાવ્યા. આ પ્રોટેસ્ટંટો કેથોલિકોને ઘણુંજ કનડતા. વળી આયર્લંડ ઉપર કેટલાંક બંધનો ઇંગ્લંડની પાર્લમેન્ટે મુક્યાં હતાં. કેથોલિક ચર્ચ માટે ભારે કર લેવાતો. કેથોલિકોને આયરિશ પાર્લમેન્ટમાં મત આપવાનો અધિકાર ન્હોતો. તેઓને સરકારી નોકરીમાં દાખલ કરવામાં આવતા નહિ. તેમને હથિયાર રાખવા દેવામાં આવતાં નહિ તેમજ તેમને જમીન ખરીદવાનો હક્ક ન્હોતો. વળી આઇરિશ પાર્લમેન્ટ પણ ઇંગ્લંડની પાર્લમેન્ટના ફરમાન મુજબ ચાલતી હતી. આઇરિશ પાર્લમેન્ટની સ્વતંત્રતા પોઇનીંગ્સના કાયદાથી છીનવી લેવામાં આવી હતી. વળી વેપાર સંબંધી પણ આયર્લંડ ઉપર ભારે અંકુશો હતા. નૌકાયનનો કાયદો આયર્લંડને પણ લાગુ પાડવામાં આવ્યો હતો. આમ આયર્લંડ દરેક રીતે પરતંત્ર હતું.

**(બ) ગ્રેટનની ચળવળ:**-આ અરસામાં અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ જાગ્યું. દુશ્મનોના હુમલાનો સામનો કરવાના બહાના હેઠળ આયર્લંડમાં લશ્કરની ટુકડીઓ ઉભી કરવામાં આવી લડાઇના સંજોગનો લાભ લઇને આયર્લંડના નેતા ગ્રેટને ચળવળ ઉપાડી. ઇંગ્લંડે પોતાની

મુશ્કેલીઓનો વિચાર કરી આયર્લંડની પાર્લમેન્ટ સ્વતંત્ર બનાવી અને પોઇનીંગ્સનો કાયદો રદ કર્યો. વળી વેપાર સંબંધી પણ કેટલાક નિર્બંધો દૂર કરવામાં આવ્યા.

**(ક) આયર્લંડમાં બળવો:**–ગ્રેટનની ચળવળથી થયેલા સુધારાઓથી આયર્લંડમાં હજુ સંતોષ થયો ન્હોતો. હજુ કેથોલિકોની સ્થીતિમાં જરાપણ ફેરફાર થયો ન્હોતો. એવામાં ફ્રાન્સમાં રાજ્યવિપ્લવ શરૂ થયો. આથી આઇરીશ કેથોલિકો જોર પર આવ્યા. તેમણે 'યુનાઇટેડ આઇરિશમેન' નામનું મંડળ સ્થાપ્યું. અને ઇંગ્લંડ વિરૂદ્ધ ચળવળ ઉપાડી. તેઓને સંતોષવા નાના પિટે આઇરીશ પાર્લમેન્ટમાં કેથોલિકોને મત આપવાનો અધિકાર અપાવ્યો. તેમ છતાં ઘણાં અરાજક મંડળો આયર્લંડમાં સ્થપાયાં અને બળવા થવા લાગ્યા.

**(ખ) એકીકરણનો કાયદો** (૧૮૦૦):–પહેલાં તો આ બળવાઓ સખતાઇથી દાબી દેવામાં આવ્યા. પરંતુ બંને દેશ વચ્ચેનું વેર નાશ પામે તે માટે નાના પિટે ઘણી મુશ્કેલી વચ્ચે ઇ. સ. ૧૮૦૦ માં ઇંગ્લંડ અને આયર્લંડના એકીકરણ માટેનો કાયદો બંને દેશની પાર્લમેન્ટમાં પસાર કરાવ્યો.

**(ગ) એકીકરણના કાયદાથી થયેલા ફેરફારો:**–(૧) આઇરીશ પાર્લમેન્ટ રદ કરવી. (૨) આયર્લંડના ૩૨ સભાસદો ઉમરાવની સભામાં અને ૧૦૦ સભાસદો આમની સભામાં બેસવા દેવા. (૩) આયર્લંડનો વેપાર ખુલ્લા વેપાર (Free Trade)નાં ધોરણ પર ચાલવા દેવો. (૪) આયર્લંડનું દેવળ ઇંગ્લંડના દેવળ સાથે જોડી દેવું. (૫) આઇરીશ લશ્કરને ઇંગ્લંડના લશ્કર સાથે જોડી દેવું. (૬) આયર્લંડના કાયદા, અદાલતો તથા કારોબારી વહીવટ કાયમ રાખવા.

આટલું છતાં કેથોલિકોને છુટ અપાવવા નાના પિટનો પ્રયત્ન જ્યોર્જ ૩ જાનાં જીદ્દીપણાથી નિષ્ફળ ગયો. આથી પિટે રાજીનામું આપ્યું. આથી આયર્લંડના કેથોલિકોએ પોતાની મુક્તિ માટેની

ચળવળ ચાલુ રાખી કારણ કે હજુ તેમનો રાજતંત્રમાં બીલકુલ અવાજ ન્હોતો. વળી તેમને પ્રોટેસ્ટંટ ધર્મ સમાજ નીભાવવા હજુ Tithe કર આપવો પડતો હતો. તેમજ પરદેશી જમીનદારોનાં માણસો હજુ તેમને પજવતાં હતાં.

(Q. 25) Wnat were Napolean's schemes for defeating England ? How did he fail in each of them ?

ઇંગ્લંડને હરાવવાની નેપોલિયનની ત્રણ યોજનાઓ હતીઃ—

(૧) તેની પહેલી યોજના ઈંગ્લંડનાં સંસ્થાનો પર પ્રહાર કરીને તે લઈ લેવાની હતી. આ યોજના પાર પાડવા તે તુર્ક લોકો પાસેથી ઈજીપ્ત જીતવા નીકળ્યો. આ જગ્યાને તે હિંદુસ્તાન જવા માટે યોગ્ય માનતો હતો. વળી તેણે હિંદુસ્તાનના દેશી રાજાઓ સાથે પણ સંધી કરી હતી. તેણે મ્હેસુરના ટીપુ સુલતાનને અંગ્રેજો સામે લડવા ઉશ્કેર્યો હતો. પરંતુ તેની આ યોજના નેલ્સને નાઇલના યુદ્ધમાં ઇ. સ. ૧૭૯૮ માં તોડી પાડી.

(૨) તેની બીજી યોજના ઇંગ્લંડ પર સીધી ચઢાઈ લઇ જવાની હતી. તે માટે તેણે બોલોન બંદર આગળ પોતાનું બધું લશ્કર તૈયાર રાખ્યું. પરંતુ ઇંગ્લીશ ખાડીમાં ટ્રફલગરનાં યુદ્ધમાં નેલ્સને ફ્રેન્ચ કાફલાને સખત હાર ખવડાવી આ યોજના તોડી પાડી (૧૮૦૫)

(૩) તેની ત્રીજી યોજના ઇંગ્લંડના વેપારને તોડી પાડવાની હતી. આ યોજના નેપોલિયનની ખંડસ્થ પદ્ધતિ ( Continental System) તરીકે જાણીતી છે. નેપોલિયને જર્મનીના બર્લિન શહેરથી બર્લિનના હુકમો ( Berlin Decrees ) અને ઇટલિના મિલાન શહેરથી મિલાનના હુકમો બહાર પાડી મિત્ર રાજ્યોને ઇંગ્લંડ તેમજ તેના પક્ષનાં કોઈપણ દેશનો માલ ખરીદવાની મના કરી. આ રીતે

ઇંગ્લંડનો વેપાર અટકાવી તેનો નાશ કરવાની તેની ઇચ્છા હતી. પરંતુ યૂરોપનાં રાજ્યો તેના હુકમો સામે થયાં. પોર્ટુગલનાં રાજ્યે પ્રથમ વિરોધ કર્યો. આથી નેપોલિયને તેની સામે લશ્કર મોકલ્યું અને પોર્ટુગલને હરાવ્યું. વળી સ્પેનની ગાદી તેણે પોતાના ભાઇને આપી. આથી સ્પેન અને પોર્ટુગલના રાજ્યો ઇંગ્લંડની મદદ મેળવી નેપોલિયન સામે થયાં. આથી દ્વિપકલ્પીય વિગ્રહ થયો. આ લડાઇમાં નેપોલિયન હારી ગયો એટલે ઇંગ્લંડને જીતવાની તેની ત્રણે યોજનાઓ નિષ્ફળ ગઇ

(Q. 26) Write short notes on :—

(a) Berlin Decrees and Orders in Council; (b) The Holy Alliance; (c) The Treaty of Viena and (d) The Battle of Waterloo.

**(अ)** Berlin Decrees and Orders in Council:—

જેનાના યુદ્ધમાં પ્રશિયાનો પરાજય કર્યા પછી પ્રશિયાની મદદ લઇને નેપોલિઅને બર્લિન શહેરથી એક ફરમાન ( Berlin Decrees ) કાઢ્યું. ઇંગ્લંડનો વેપાર તોડી પાડી તેનો નાશ કરવાની તેની આ યોજના તેની ખંડસ્થ પદ્ધતિ (Continental System) કહેવાય છે. આ ફરમાનથી એવું જાહેર કરવામાં આવ્યું કે:–

(૧) ઇંગ્લંડનો માલ જ્યાં જોવામાં આવે ત્યાંથી તે જપ્ત કરવો.

(૨) ઇંગ્લંડ અગર તેના સંસ્થાનોના વહાણને ફ્રાન્સ અને તેના મિત્ર-રાજ્યોએ પોતાના બંદર પાસે આશરો આપવો નહિ.

(૩) અંગ્રેજ લોકો જ્યાં જોવામાં આવે ત્યાં તેમને લડાઇના કેદી તરીકે ગણી અટકમાં રાખવા.

(૪) આ ફરમાન વિરૂદ્ધ વર્તનારને ફ્રાન્સનો શત્રુ ગણવો.

નેપોલીઅનના આ ફરમાનનો જવાબ આપવા માટે ઇંગ્લંડે પણ કાઉન્સીલનું ફરમાન (Orders in Council) કાઢ્યું અને તેનાથી જાહેર કરવામાં આવ્યું કે:—

(૧) જે બંદર પર ઈંગ્લંડનો વાવટો નહિ હોય તે બંદર સાથે કોઇપણ રાજ્યે વેપાર કરવો નહિ.
(૨) કોઈપણ રાજ્યે પોતાના વેપારી વહાણુ ફ્રાન્સ કે તેના મિત્ર–રાજ્યોના બંદરે લઈ જવાં નહિ.
(૩) આ ફરમાન વિરૂદ્ધ વર્તનારને ઇંગ્લંડનો શત્રુ ગણવો.

સમુદ્ર ઉપર ઈંગ્લંડની સર્વોપરી સત્તા હતી. છતાં નેપોલિયનનાં ફરમાન પ્રમાણે યુરોપનાં સર્વ બંદરો સાથેનો ઈંગ્લંડનો વેપાર બંધ કરવામાં આવ્યો. પરંતુ નેપોલિયનનાં ફરમાનનો અમલ થઇ શકયો નહિ. યુરોપનો પરરાજ્યો સાથેનો વેપાર ઇંગ્લંડે નાકાબંધી કરીને બંધ પાડયો. આથી બધા દેશોમાં દુકાળનાં ચિન્હો દેખાવા લાગ્યાં. આથી લોકો ઘણા દુઃખી થયા. પરિણામે યુરોપનાં બધાં રાજ્યો ઇંગ્લંડ સાથે મૈત્રી કરવા તૈયાર થયાં. આથી દ્વિપકલ્પીય યુદ્ધ થયું. તેમાં નેપોલિયનની હાર થઇ.

(ब) **પવિત્ર સંઘ (The Holy Alliance)**:–વોટર્લુની લડાઇ પછી આસ્ટ્રિયા, રશિયા અને પ્રશિયાના રાજાઓએ એક પવિત્ર સંઘ (Holy Alliance) સ્થાપ્યો. આ સંઘનો બાહ્ય હેતુ એવો હતો કે ખ્રીસ્તી ધર્મને અનુસરી બધાં રાજ્યોનું એકીકરણ કરવું અને સર્વત્ર શાંતિ સ્થાપવી. પરંતુ તેનો આંતરિક ખરો હેતુ તો એ હતો કે યૂરોપમાં ઉત્પન્ન થયેલી નવી રાષ્ટ્રિયભાવના અને ફ્રેન્ચ રાજ્યક્રાંતિનાં સમાનતા, સ્વાતંત્ર્ય અને વિશ્વબંધુત્વનાં તત્વોને બળજબરીથી દાબી દેવાં. પરંતુ જે પવિત્ર ભાવના લોકોનાં હૃદયમાં ઉત્પન્ન થઇ છે તેનો નાશ થવો અશકય છે. આ સંઘ સ્થપાવાથી એક વાત તો સિદ્ધ થઇ કે યૂરોપનાં સર્વ રાજ્યોએ મળી નેપોલિયનને હરાવ્યો તો પણ ફ્રેન્ચ રાજ્યક્રાંતિથી ઉત્પન્ન થયેલાં સમાનતા, સ્વતંત્રતા અને બંધુભાવની રાષ્ટ્રિયભાવનાનાં તત્વો નાશ પામ્યાં નહિ. એટલે હવે બળજબરીથી તેને દાબી દેવાનો મિથ્યા પ્રયત્ન યૂરોપનાં આપખુદ રાજ્યોએ આદર્યો. કેટલાંક

વર્ષો પછી આ સંઘમાં ફ્રાન્સ અને સ્પેન ભળ્યાં. પરંતુ સ્વાતંત્ર્ય પ્રિય ઈંગ્લંડે આ સંઘમાં જોડાવાની સ્પષ્ટ ના કહી અને તે સંઘને તોડવા પ્રયત્ન કર્યો.

(ક) વિએનાનું તહ ( The Treaty of Viena):-નેપોલિયનને એલ્બામાં કેદી તરીકે મોકલ્યા પછી મિત્ર રાજ્યોના પ્રતિનિધિઓ વિએના મુકામે ભેગા મળ્યા અને એક તહ કરવામાં આવ્યો. તેની શરતો નીચે પ્રમાણે હતીઃ-

(૧) લુઇ ૧૮ માને ફ્રાન્સની ગાદી પાછી આપવી.

(૨) માલ્ટા, મોરિશિઅસ, હેલિગોલેન્ડ અને કેપ ઑવ્ ગુડ હોપ ઈંગ્લંડને આપવાં.

(૩) પ્રશિયાને અડધું સેકસની અને રહાઇન નદી પરનો કેટલોક પ્રદેશ આપવો

(૪) રશિયાને પોલંડનો મોટો ભાગ આપવો.

(૫) બેલ્જીયમ અને હોલંડને જોડી દેવાં.

(૬) આસ્ટ્રિયાને વેનીસ અને લોમ્બાર્ડી આપવાં.

(૭) જર્મનીને આસ્ટ્રિયાના તાબા હેઠળ મુકવું.

(ઙ) વોટર્લુનું યુદ્ધ (૧૮૧૫) (The Battle of Waterloo):- વોટર્લુનું યુદ્ધ એ મહાન નેપોલિયન સાથેનું છેલ્લું યુદ્ધ હતું. એલ્બામાં કેદી તરીકે રાખવામાં આવેલો નેપોલિયન ત્યાંથી નાસીને ફ્રાન્સ ગયો. ત્યાં જઇને ફ્રાન્સની સત્તા પોતાના હાથમાં લીધી અને તે ઈંગ્લંડ સામે લડવા તૈયાર થયો ઈંગ્લંડે પણ એક છેવટની લડાઇ લડવાને કમર કશી તેણે પ્રશિયાની મદદ મેળવી ઈંગ્લંડના સેનાપતિ વેલિંગ્ટને અને પ્રશિયાના સેનાપતિ માર્શલ બ્લુચરે એકી સાથે નેપોલિયન સામે હલ્લો કરવાની યોજના કરી. નેપોલિયને આ યોજના વિરૂદ્ધ બ્લુચર અને વેલિંગ્ટન ભેગા મળી શકે નહિ એવી ગોઠવણ કરી. વોટર્લુનાં મેદાનમાં

ઈંગ્લંડ અને ફ્રાન્સનાં લશ્કરો ભેગાં મળ્યાં. બ્લુચરને વેલિંગ્ટનની મદદે આવતો રસ્તામાં અટકાવવો એવી ગોઠવણ નેપોલિઅને કરી હતી. પણ કમનસીબે બ્લુચર અણીની વખતે વેલિંગ્ટનની મદદે આવી પહોંચ્યો અને ઇંગ્લંડ અને પ્રશિયાનાં ભેગાં લશ્કરે નેપોલિયનને હરાવ્યો. આ યુદ્ધથી આખા યુરોપનો ઇતિહાસ ફેરવાઇ ગયો. નેપોલિયનને કેદ પકડી સેંટ હેલીનામાં રાખવામાં આવ્યો અને તે ત્યાંજ મરણ પામ્યો. આ વિજયથી ઇંગ્લંડની મહત્તા વધી.

(Q 27) Write what you know about :—
(a) William Wilberforce and (b) Duke of Wellington.

(અ) **વિલિયમ વિલ્બરફોર્સ**:–તે ઈ. સ. ૧૭૫૯ માં જન્મ્યો હતો. ગુલામોનો અમાનુષી વ્યાપાર અટકાવવો અને ગુલામોને મુક્ત કરવા એજ એનાં જીવનનું અંતિમ ધ્યેય હતું આ મહાન અને પવિત્ર કાર્ય માટે તેણે નાના પિટની મિત્રતા સાધી. અને ગુલામોની મુક્તિ માટે તેની પાસે એક ખરડો આમની સભામાં રજુ કરાવ્યો. પરંતુ તે વખતની પાલમેન્ટમાં વેપારીઓનાં બળને લીધે એ ખરડો પસાર થયો નહિ. વિલ્બરફોર્સે પોતાનો પ્રયત્ન જારી રાખ્યો. ગુલામોના વેપાર વિરૂદ્ધ તેણે દેશમાં મંડળો સ્થાપ્યાં. આખરે ૧૮૦૭ માં પાર્લમેન્ટમાં એક ખરડો પસાર કરી ગુલામોનો વેપાર અટકાવવામાં આવ્યો. છતાં આથી અગાઉના રખાયેલા ગુલામોને મુક્તિ મળી નહિ. વિલ્બરફોર્સે લાંબા વખત સુધી પોતાનો પ્રયત્ન ચાલુ રાખ્યો. આખરે ઇ. સ. ૧૮૩૩ માં ગુલામોની મુક્તિનો કાયદો પસાર થયો. પરંતુ તે જોવાને વિલ્બરફોર્સ જીવ્યો નહિ. ગુલામોના તારણહાર તરીકે વિલ્બરફોર્સનું નામ સુવર્ણાક્ષરે ઇતિહાસને પાને કોતરાયેલું રહેશે.

(બ) **ડયૂક ઑાવ્ વેલિંગ્ટન**:–મહાન નેપોલિઅનની સામે વોટર્લુનાં યુદ્ધમાં વિજય મેળવનાર આ મહાન અંગ્રેજ સેનાપતિનો જન્મ

ઈ. સ. ૧૭૬૯ માં થયો હતો. તે પ્રથમ લશ્કરની નોકરીમાં જોડાયો. નેધર્લેંડ તેમજ વેસ્ટ ઇન્ડીઝમાં તેને લશ્કરમાં મોકલવામાં આવ્યો હતો. તેમાં તેની શૂરવીરતા જોઇ તેને હિંદના લશ્કરનો સેનાપતિ બનાવવામાં આવ્યો. હિંદમાં તેણે અનેક લડાઈઓ જીતી ઘણી નામના મેળવી. ઇંગ્લંડ ગયા પછી તેને દ્વિપકલ્પીય વિગ્રહમાં નેપોલિયન સામે લડવું પડયું. તે લડાઇમાં તેણે નેપોલિયનને હરાવ્યો અને ઈંગ્લંડની સરકારે આ વિજય માટે તેને પાંચ લાખ પૌંડની બક્ષીસ આપી. પરંતુ એલ્બાના ટાપુમાંથી નાસી ગયા પછી નેપોલિયને ફરીથી ફ્રેન્ચ લશ્કર ભેગું કર્યું અને ઇંગ્લંડ સામે તે લડવા તૈયાર થયો. ઇંગ્લંડ અને પ્રશિયાનાં ભેગાં લશ્કરની મદદથી વેલિંગ્ટને નેપોલિઅનને વોટર્લુનાં યુદ્ધમાં ઘણીજ બહાદુરીથી હરાવ્યો.

ત્યારપછી વેલિંગ્ટન લશ્કરની નોકરી છોડી રાજકારણમાં જોડાયો. તે કોન્ઝર્વેટીવ પક્ષનો હતો. ઇ. સ. ૧૮૨૮ માં તેને વડો પ્રધાન બનાવવામાં આવ્યો હતો. તે લોકસ્વાતંત્ર્યની વિરૂદ્ધ હતો. પાર્લમેન્ટની સુધારણા માટે તથા રોમન કેથોલિકોની મુક્તિ માટે તેણે વિરોધ કર્યો હતો. તેમ છતાં આઇરીશ લોકોની ભારે ચળવળને લીધે તેને ટેસ્ટ એકટ અને કોરપોરેશન એક્ટ રદ કરવા પડયા અને આખરે કેથોલિકોની મુક્તિનો કાયદો પણ પસાર કરવો પડયો હતો. છતાં તેણે ઇ સ ૧૮૩૨ ના પાર્લમેન્ટની સુધારણાનો ભારે વિરોધ કર્યો. આ ઉપરથી કહી શકાય કે સેનાપતિ તરીકે તે પ્રખ્યાત થયો પણ રાજ્યકારણમાં તે નિષ્ફળ નીવડયો. તે ૧૮૫૨ માં મરણ પામ્યો

**(Q. 28) Describe the Industrial Revolution in England and state its effects.**

અઢારમી સદીમાં ઇંગ્લંડ ખેતી પ્રધાન દેશ મટી ઔદ્યોગિક દેશ બન્યો. આ પરિવર્તન ઔદ્યોગિક પરિવર્તન ( Industrial Revolution ) તરીકે જાણીતું છે.

(अ) કારણો :-

(૧) **શરૂઆત:**-ઇલિઝાબેથના સમયથી શરૂ થયેલો ગુલામોનો વેપાર અમેરિકામાં ધમધોકાર ચાલવા લાગ્યો. અમેરિકાના અંગ્રેજ ખેડુતો આ ગુલામોને ખરીદતા હતા. આફ્રીકાના આરબ વેપારીઓ આ ગુલામોને પકડી લાવતા અને અંગ્રેજ વેપારીઓને વેચતા અને તેના બદલામાં તેઓ કાપડ લેતા. આ ખરીદી માટે અંગ્રેજ લોકોને વધારે કાપડની જરૂર પડવા લાગી. તેઓની કાપડની માગણીને પહોંચી વળવા ઇંગ્લંડમાં વધુ કાપડ બનાવવાનો પ્રયત્ન થવા લાગ્યો.

(૨) **વણવાના ઉદ્યોગોમાં ફેરફારો :**-(अ) સત્તરમી સદીમાં કાપડ રેંટીયો અને હાથશાળથી બનતું. પરંતુ ઇ. સ. ૧૭૩૩ માં જહોન કે નામના વણકરે ફ્લાઇંગ શટલની શોધ કરી આથી વણવાનું કામ ઝડપી થયું. (ब) પરંતુ તે માટે સુતર પુરૂ પડી શક્યું નહિ. આથી કાંતવાના રેંટીયામાં ફેરફાર થયો. જેઇમ્સ હારગ્રીવ્ઝ નામના માણુસે સ્પીનીંગ જેની શોધ્યું. આથી સુતર વધારે પ્રમાણમાં નીકળવા લાગ્યું. (क) પરંતુ આ સુતર જાડું હતું. તેમાં આર્કરાઇટે સુધારો કર્યો અને Water Frame નામનું પાણિની મદદથી ચાલતું યંત્ર શોધ્યું (ड) ત્યાર પછી સેમ્યુઅલ ક્રોમ્પ્ટને Mule નામનું યંત્ર બનાવ્યું. આ યંત્રથી સુતર ઘણું તૈયાર થઇ શક્યું. (इ) આ સુતરનું જલદી કાપડ વણવા માટે હાથશાળને બદલે Power Loom ની શોધ એડમંડ કાર્ટરાઇટે કરી. આ શોધનો ઉપયોગ મેન્ચેસ્ટરની મીલોમાં શરૂ થયો. (फ) આ કામ માટે વરાળયંત્રની શોધ થઇ. આખરે જેમ્સ વોટ નામના માણસે તે શોધ સંપૂર્ણ કરી. આ રીતે વણવાના ઉદ્યોગમાં ભારે ફેરફારો થયા અને ઇંગ્લંડમાં પુષ્કળ કાપડ બનવા લાગ્યું.

(૩) **વેપારના માર્ગો:**-કાપડની પેદાશ વધતાં તે માલ લાવલઇજા કરવા માટે સારા રસ્તાની જરૂર પડવા લાગી. આ માટે આખા દેશમાં મોટા ધોરી પાકા રસ્તાઓ ઉપરાંત ઠેકાણે ઠેકાણે નહેરો

ખોદવામાં આવી. નહેરો વાટે માલ લાવ લઇજા કરવા આગબોટો બાંધવામાં આવી. વળી વરાળયંત્રથી ચાલતાં એન્જીનની શોધ કરીને સ્ટીવન્સને પાટા પર ચાલતી આગગાડી ચાલુ કરી. આથી દેશનો વેપાર ઘણોજ વધ્યો અને વેપારને માટે ઔદ્યોગિક મથકો સ્થપાયાં.

(૪) **ખેતીવાડીમાં ફેરફાર**:–ખેતીની ઉત્પન્ન વધારવા માટે પણ શોધ-ખોળ થવા માંડી. જેથ્રોટલ નામના માણસે હળની શોધ કરી, ટાઉન્શેંડે ઘાસની જગ્યાએ કંદ રોપવાની શરૂઆત કરી. બેઇકવેલ નામના ખેડુતે ઢોરની ઓલાદ સુધારી. જમીન અત્યાર સુધી સામાન્ય માલકીની ગણાતી તેને બદલે ખાનગી કરવામાં આવી. આથી તે જમીન સુધારવા ખેડુતોએ પ્રયત્ન કર્યો અને પાક અનેક-ગણો થવા લાગ્યો

(૫) પરિણામો:–અઢારમી સદીમાં થયેલી શોધોને લીધે ઈંગ્લંડમાં જે પરિવર્તન થયું તે સંપૂર્ણ અને સર્વવ્યાપી હતું. એનાથી :–

(૧) લોકોની રહેણી કરણીમાં ફેરફાર થયો.

(૨) લોકોના ધંધા રોજગાર બદલાઇ ગયા અને ગૃહઉદ્યોગો નાશ પામ્યા.

(૩) ગ્રામ્યજીવન પલટાઇ ગયું.

(૪) ખેતીપ્રધાન દેશ મટી ઔદ્યોગિક બન્યો.

(૫) સ્વાશ્રયી ગામડાંઓને બદલે કારખાનાથી ધમધમી ઉઠતાં ઔદ્યોગિક મથકો અસ્તિત્વમાં આવ્યાં.

(૬) ઈંગ્લંડના લોકોમાં વર્ગ વિગ્રહ શરૂ થયો. લોકોમાં મુડીદારો (Capitalists) ને મજુરો (Labourers) વચ્ચે વિગ્રહ ચાલવા લાગ્યો.

(૭) લોઢું ને કોલસાના મથકો ઘીચોઘીચ વસ્તીવાળા પ્રદેશો બન્યા અને ગામડાંઓ ખાલી થઇ ગયાં.

## (ड) ઔદ્યોગિક પરિવર્તનની રાજકીય અસર:-

(Effects of Napoleonic Wars on England.)

નેપોલિયન સાથેની લડાઇ ચાલતી હતી ત્યારે ઔદ્યોગિક પરિવર્તનને લીધે ઇંગ્લંડના ધંધાઓ ધમધોકાર ચાલતા હતા અને ઈંગ્લંડનો માલ ઘણો ખપતો હતો. પણ લડાઇ બંધ થતાં બીજા દેશોએ ઉદ્યોગો શરૂ કર્યા. આથી ઇંગ્લંડનાં કારખાનાઓને નુકશાન થવા લાગ્યું. લડાઇના ખર્ચ માટે સરકારે દેવું કર્યું હતું તેથી લોકો પાસેથી તેને વધારે કર લેવાની ફરજ પડી. વળી યંત્રોના ઉપયોગને લીધે ઘણા મજુરો બેકાર બન્યા. લડાઇ બંધ થતાં સખ્યાબંધ સૈનિકો અને ખલાસીઓને રજા મળી અને તેઓ પણ બેકાર બન્યા.

લડાઇના વખતમાં ખેતી સારી હતી પરંતુ લડાઇ બંધ થતાંજ પરદેશનું અનાજ ઇંગ્લંડમાં આવવા લાગ્યું. તે અનાજ સોંઘુ હોવાથી ઈંગ્લંડના જમીનદારોને નુકશાન થવા માંડયું. તેઓ પાર્લમેન્ટમાં સારી લાગવગ ધરાવતા હોવાથી પાર્લમેન્ટે ઇ. સ. ૧૮૧૫ માં ધાન્યના કાયદા (Corn Laws) પસાર કર્યા. આ કાયદાની રૂએ ઈંગ્લંડના ઘઉંનો ભાવ એક ક્વાર્ટરના ૮૦ શિલિંગ થાય ત્યાં સુધી પરદેશના ઘઉંની ઈંગ્લંડમાં થતી આયાત બંધ કરવામાં આવી. આ રક્ષણથી ઇંગ્લંડના ખેડુતોને ફાયદાને બદલે નુકશાન થયું. સુકાળના વખતમાં ખેડુતો પાસે અનાજ પુષ્કળ હોવાથી તેની કિંમત ઓછી આવતી અને દુકાળના વખતમાં અનાજ થોડું હોવાથી પરદેશી અનાજની કિંમત વધારે આપવી પડતી. આથી ઘણા ખેડુતો પાયમાલ થયા અને તેઓમાં પણ બેકારી શરૂ થઇ.

આ પ્રમાણે ખેડુતો, મજુરો, કારખાનાવાળાઓ અને નોકરી-આતોમાં બેકારીને લીધે અસંતોષ ફેલાયો અને તેથી કરીને દેશમાં બળવાઓ શરૂ થયા. આ બળવાઓનો ઉપાય માત્ર એકજ હતો અને તે આમની સભાની સુધારણાનો. તે માટે બર્ડેટ અને કોબેટ નામના

એ માણસોએ ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ સરકારે તેનો વિરોધ કર્યો. સરકારે હેબીયસ કોરપસ એક્ટ મુલતવી રાખી લોકોને દબાવવા સખત કાયદાઓ કર્યાં અને ઘણાને કેદ પકડ્યા. છતાં પાર્લમેન્ટના સુધારની માંગણી બંધ પડી નહિ. એટલામાં જ્યોર્જ ૩ જો મરણ પામ્યો.



## જ્યોર્જ ૪ થો (૧૮૨૦ થી ૧૮૩૦.)

### મુખ્ય બનાવો.

૧. કેટોસ્ટ્રીટનું તરકટ (૧૮૨૦)

૨. હસ્કિસનના સુધારા

૩. કેનીંગની પરદેશનીતિ.

૪. વેલિંગ્ટનના સુધારા—કેથોલિકોની મુક્તિ.

(Q. 29) Write short notes on :-
(a) Catostreet Conspiracy and (b) Ref rms of Huskison.

(અ) કેટોસ્ટ્રીટનું તરકટ (૧૮૨૦):- જ્યોર્જ ૪ થો ઇંગ્લંડની ગાદી ઉપર બેઠો તે પછી બીજેજ મહિને થિસલવુડ નામના એક માણસે તે વખતના સઘળા ટોરી પ્રધાનોને એક સાથે મારી નાંખવાનું કાવત્રું રચ્યું. આ બધા પ્રધાનો લોર્ડ હેરોબીને ત્યાં ખાણા માટે ભેગા થવાના હતા. તે પ્રસંગે થિસલવુડ અને બીજા પચીસ માણસોએ તેમના પર હુમલો કરી બધા પ્રધાનોને મારી નાંખવા અને પછી નવું પ્રધાનમંડળ રચવું એવી ગોઠવણ હતી. પરંતુ આ કાવત્રાંની પ્રધાનમંડળને ખબર પડી ગઇ. બધા કાવત્રાંખોરોને કેટોસ્ટ્રીટમાંનાં એક ઘરમાંથી પકડવામાં આવ્યા. તેમાંના પાંચને દેશનિકાલ અને બાકીનાનો શિરચ્છેદ કરવામાં આવ્યો. આ બનાવ ઇંગ્લંડના લોકોના અસંતોષનું પરિણામ હતું.

(ખ) હસ્કિસનના સુધારા:—જ્યોર્જ ૪ થાના અમલ દરમ્યાન કેનીંગના નેતૃત્વ હેઠળ એક પ્રધાનમંડળ રચાયું હતું. તેમાં સઘળા ટોરી પક્ષનાજ માણસો હતા. તેમાં એક હસ્કિસન નામે પ્રધાન હતો. તેણે દેશનો વેપાર વધારવા નીચે પ્રમાણે સુધારાઓ કર્યા:—

(૧) નૌકાયનનો કાયદો રદ કર્યો અને 'જકાત સંબંધી પરસ્પર લાભદાયક કાયદો' પાર્લમેન્ટમાં પસાર કર્યો. આથી અંગ્રેજ તેમજ બીજા દેશનાં વહાણોને સરખો લાભ મળે એમ થયું (૧૮૨૩).

(૨) રેશમ અને ઉનનો કર માફ કર્યો આથી તે ધંધાઓને ઉત્તેજન મળ્યું.

(૩) મજુરોને છુટ આપવામાં આવી

(૪) વેપારી મંડળો (Trade Unions) કાયદેસર મંડળો ગણાયાં.

(Q 30) Write a short note on Canning's foreign policy.

કેનીંગ નાના પિટનો શિષ્ય હતો. ફ્રેન્ચ અત્યાચારોના વિરોધી તરીકે તે પાર્લમેન્ટમાં દાખલ થયો હતો. તે પ્રખર વક્તા તથા મુત્સદી હતો. તે ઉદાર ટોરી હતો. તે પરદેશખાતાનો પ્રધાન થયો. તેની નીતિ તટસ્થતા (Non-intervention policy) ની હતી. તે ઇંગ્લંડને બીજાં રાજ્યો સાથે સલાહમાં રાખવા ઇચ્છતો હતો તેથી તેણે પવિત્ર સંઘ (Holy Alliance) માં ઇંગ્લંડને દાખલ થવા દીધું નહિ. પરદેશનીતિમાં તે ઘણો ઉદાર હતો. તે કોઇપણ દેશના રાજા અને પ્રજા વચ્ચેના ઝઘડામાં પડવા ઇચ્છતો ન્હોતો. છતાં પોતાની સ્વતંત્રતા મેળવવા જે કોઇ રાષ્ટ્ર પ્રયત્ન કરે તો તેને મદદ આપવા તે તૈયાર હતો. આથી સ્પેને જ્યારે પોર્ટુગલ જીતવા પ્રયત્ન કર્યો ત્યારે તેણે પોર્ટુગલને મદદ આપી તેને બચાવ્યું. વળી ગ્રીસ દેશે તુર્કસ્તાનના તાબામાંથી છૂટાં થઇ સ્વતંત્રતા મેળવવા લડાઇ કરી ત્યારે કેનીંગે ગ્રીસને

મદદ આપી સ્વતંત્રતા મેળવી આપી. વળી અમેરિકામાંના સ્પેનીશ સંસ્થાનો મેક્સિકો, પેરૂ અને ચીલીએ સ્પેનથી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો ત્યારે કેનીંગે સંસ્થાનોને મદદ આપી. આવી રીતે કેનિંગની પરદેશ-નીતિ જોશદાર, ધીરજવાળી અને ઉદાર હતી. તેની આવી નીતિથી તે પ્રખ્યાત થયો અને ઈંગ્લંડનું વર્ચસ્વ જાળવી શક્યો.



## વિલિયમ ૪ થો (૧૮૩૦ થી ૧૮૩૭.)

૧. પાર્લમેન્ટની સુધારણા (The Reform Bill of 1832)

૨. સુધરેલી પાર્લમેન્ટના સુધારા.

(अ) ગુલામોના વેપારનો અંત; (ब) કારખાનાનો કાયદો; (क) કેળવણી માટે કાયદો; (ड) ગરીબો સંબંધી નવો કાયદો અને (इ) મ્યુનીસીપાલીટીને લગતો કાયદો.

(Q. 31) Describe the circumstances which necessitated the passing of the Reform Bill of 1832.

### ઈ. સ. ૧૮૩૨ના પાર્લમેન્ટની સુધારણાના ખરડાની ઉપયોગીતા.

(अ) ઔદ્યોગિક પરિવર્તનની અસર:—નેપોલીયન સાથેની લડાઈ પુરી થઈ એટલે ઇંગ્લંડમાં બેકારી ફેલાવા માંડી. પરદેશ જતો માલ બંધ થઇ ગયો અને દેશમાં પરદેશથી ઢગલા બંધ માલ આવ્યો. આથી ઈંગ્લંડનાં કારખાનાંઓ બંધ પડયાં. સૈનિકો અને ખલાસીઓ પણ બેકાર બન્યા. વળી ધાન્યના કાયદા (Corn Laws) થી ગરીબોને વેઠવું પડયું, આથી દેશની ગરીબ પ્રજા ભૂખે મરવા લાગી. તેમણે કારખાનાં અને યંત્રોનો નાશ કરવા ચળવળ શરૂ કરી. સરકારે આ સામે સખત પગલાં લીધાં. આથી ગરીબ લોકો પ્રધાનમંડળ વિરૂદ્ધ થયા. આ વખતે દેશના

કેટલાક વિચારશીલ માણસોને લાગ્યું કે ગરીબોના ભોગે પૈસાદાર વર્ગ તાગડધીન્ના કરે છે કારણ કે દેશની રાજ્ય વ્યવસ્થામાં ગરીબોનો હિસ્સો નથી. આ વિચાર આખા દેશમાં સ્વીકારાયો. ગરીબોને પણ પોતાના દુઃખનું મૂળ પોતાનાં પ્રતિનીધિત્વ વિનાની પાર્લમેન્ટ લાગી. આમ ઔદ્યોગિક પરિવર્તન પાર્લમેન્ટના સુધારાનું મુખ્ય કારણ બન્યું.

(ख) **પાર્લમેન્ટના એકપક્ષી સભ્યો**:—તે વખતની પાર્લમેન્ટના સભ્યો લોકોના મોટા ભાગના પ્રતિનીધિઓ ન્હોતા. મોટા જમીનદારો ગામડાં (Pocket Boroughs) માંથી સભ્યો તરીકે બહાર પડતા અને તેઓ સહેલાઇથી ચુંટાઇ જતા. વળી કેટલાક જમીનદારો લાંચ-રૂસ્વત આપીને કેટલાંક શહેરો (Rotten Boroughs) માંથી મત મેળવતા. આ જોતાં પાર્લમેન્ટમાં ફક્ત અમીર ઉમરાવોજ દાખલ થતા હતા. તેઓ ગરીબની દરકાર ભાગ્યેજ રાખતા. ગરીબ લોકોને આ હવે ખૂંચવા લાગ્યું.

(क) **અયોગ્ય મતાધીકાર**:—પાર્લમેન્ટની ચુંટણી માટેનાં મતદાર મંડળો એડવર્ડ ૧ લાના સમયથી જે હતાં તે અઢારમી સદી સુધી ચાલુ હતાં. ઔદ્યોગિક પરિવર્તનને લીધે સંખ્યાબંધ ગામડાંઓ ઉજ્જડ થયાં અને નવાં મોટાં શહેરો સ્થપાયાં. તેમ છતાં આ નવાં શહેરોના લોકોને પાર્લમેન્ટની ચુંટણીમાં મત આપવાનો અધિકાર મળ્યો ન્હોતો. આથી કારખાનાના મજુરો અને ગરીબ લોકોનું પાર્લમેન્ટમાં જરાયે પ્રતિનીધિત્વ ન્હોતું. આ સ્થીતિ સુધારવાની ખાસ જરૂર હતી.

આવા પ્રકારની પરીસ્થીતિ હોવાથી કેટલાક ઉદાર મતવાદીઓએ પાર્લમેન્ટની સુધારણા કરવા પ્રયત્ન કર્યો. પરંતુ પાર્લમેન્ટમાં પૈસાદાર લોકોનું બળ એટલું બધું હતું કે તેઓના પ્રયાસ પહેલાં તો નિષ્ફળ ગયા. બંને પિટ, બર્ડેટ અને કોબેટે કરેલા પ્રયાસો નકામા ગયા. પછી ઇ. સ. ૧૮૩૧માં જ્યોર્જ રસેલે પાર્લમેન્ટની સુધારણા માટે આમની સભામાં એક બીલ રજુ કર્યું. પરંતુ તે તરત જ ઉડાડી દેવામાં આવ્યું. ફરીથી

તેજ વર્ષમાં તે બીલ તેણે રજુ કર્યું પણ અમીર મંડળે ઉડાડી મુક્યું. આખરે રસેલે તે વખતના પ્રધાન જ્યોર્જ ગ્રેની મદદ મેળવી અને તેની મદદથી ઇ. સ. ૧૮૩૨ માં ઘણી જ મુશ્કેલીથી તે બીલ બંને સભાઓમાંથી પસાર કરાવ્યું.

(Q. 32) Give the provisions of the Reform Bill of 1832 and state why it is considered an Epoch-making event.

**(અ) ૧૮૩૨ ના પાર્લમેન્ટની સુધારણાના કાયદાની કલમો:—**

(૧) મતદારોની લાયકાત નીચે પ્રમાણે ઠરાવી. આથી મતાધિકારનું ધોરણ આખા દેશમાં એક સરખું થયું અને મતદારોની સંખ્યામાં ઘણો વધારો થયો.

(અ) પરગણામાં જે ખેડુત વર્ષે ૫૦ પાંડ ગણોત ભરતો હોય તેને મત આપવાનો અધિકાર મળ્યો.

(બ) શહેરોમાં જે વર્ષે ૧૦ પાંડ મકાનનું ભાડું ભરતો હોય તેને મત આપવાનો અધિકાર મળ્યો.

(૨) ૨૦૦૦ થી ઓછી વસ્તીવાળાં ૫૬ પરગણાંઓનો દરેકનો બે સભ્યો ચુંટી મોકલવાનો અધિકાર લઇ લેવામાં આવ્યો. વળી ૪૦૦૦ થી ઓછી વસ્તીવાળાં ૩૧ પરગણાંઓને બેને બદલે એક પ્રતિનીધિ મોકલવાનો હક્ક મળ્યો. આ રીતે ૧૪૩ બેઠકો કમી થઇ તે વેપાર ઉદ્યોગનાં સ્થળોમાં વહેંચી આપવામાં આવી. તે પૈકી સ્કોટલંડને ૮ અને આયર્લંડને ૫ વધારાની બેઠકો મળી.

**(બ) પરિણામ:—**

(૧) પાર્લમેન્ટમાં સભ્યો મોકલવાની જુની અયોગ્ય પ્રથા રદ થઇ અને નવાં શહેરોને પ્રતિનીધિત્વ મળ્યું.

(૨) મતાધિકાર એક સરખો અને વિસ્તૃત બન્યો.

(૩) આ વિસ્તૃત મતાધિકારનો લાભ માત્ર મધ્યમ વર્ગના વેપારીઓ તેમજ ખેડુતોને જ મળ્યો. પરંતુ આ સુધારણા માટે ચળવળ કરનાર મજુરોને કાંઈપણ લાભ થયો નહિ કારણ કે મતદારની લાયકાત માટે વાર્ષિક ૧૦ પૌંડ ભાડાનું ધોરણ ઘણું ઉંચું હતું.

(क) મહત્તા:—તેમ છતાં આ ૧૮૩૨ ના પાર્લામેન્ટની સુધારણાના કાયદાની મહત્તા અજોડ છે. ૧૨૧૫માં જ્હોન રાજાએ મેગ્નાકાર્ટા પર સહી કરી ત્યારથી તે ૧૮૩૨ સુધી એ રૂઢીચુસ્ત ઉમરાવો અને જમીનદારોના હાથમાં એકધારી સત્તા રહી. આમ સૈકાઓથી જામેલી સત્તામાં ગાબડું પાડવાનું મુશ્કેલ કામ ૧૮૩૨ ના કાયદાએ કર્યું. પૈસાદારોની એકહથ્થુ રાજસત્તામાં તેણે મધ્યમ વર્ગને ભાગ આપ્યો. જુનાં પરગણાંનો મતાધિકાર છીનવી લઇ ધનીક વર્ગની લાગવગના કીલ્લાના પાયા તેણે હલાવી નાંખ્યા. પછી પણ જુદા જુદા કાયદાઓથી ધનીકોની સત્તા ઓછી થવા લાગી. ત્યાર પછીના એક સૈકામાં જુદે જુદે વખતે પસાર થયેલા સુધારાના કાયદાઓથી છેવટે આખી પ્રજાને રાજ્યતંત્રમાં ભાગ લેવાનો હક્ક મળ્યો. ઇંગ્લંડમાં આજે લોકશાસન (Democracy) પ્રવર્તે છે તેની શરૂઆત ૧૮૩૨ ના કાયદાથી થઇ છે. તેથી આજે પણ ઇંગ્લંડ વાસીઓ એ ખરડાને યુગ પ્રવર્તક ઘટના (Epoch-making event) તરીકે માનપૂર્વક સંભારે છે. એ કાયદાથી લોકશાસનની પ્રથાનાં મંડાણ મંડાયાં ને તેમાં જ એની મહત્તા સમાયેલી છે.

(Q 33) Describe the doings of the first Reformed Parliament of 1832

ઇ. સ. ૧૮૩૨ માં પાર્લામેન્ટની સુધારણાનો ખરડો પસાર થયો કે તરતજ ઇંગ્લંડમાં પાર્લામેન્ટની નવી ચુંટણી થઇ. લોકોએ વ્હીગ પક્ષને મોટી બહુમતિથી આમની સભામાં મોકલ્યો અને લોર્ડ ગ્રેએ વ્હીગ પ્રધાનમંડળ બનાવ્યું. તેની પહેલી બેઠક ૧૮૩૩ માં મળી. તેઓએ નીચે પ્રમાણે કેટલાક લોકોપયોગી કાયદાઓ ઘડયા:—

**(અ) ગુલામોના વેપારનો નાશ** (૧૮૩૪):–ગુલામોના વેપારનો નાશ કરવા માટે ઈંગ્લંડમાં વિલિયમ વિલ્બરફોર્સ પ્રયત્ન કરતો હતો. તેની સલાહથી નાના પિટે ઈ સ. ૧૮૦૭ માં ગુલામોનો વેપાર બંધ કરવા એક કાયદો પસાર કર્યો. પરંતુ તે કાયદાથી જુના ગુલામોને મુકિત મળી ન્હોતી. તેથી ઇ. સ. ૧૮૩૩ માં ગુલામોનાં મુકિતનો કાયદો સુધરેલી પાર્લામેન્ટે પસાર કર્યો. ૧ ઓગષ્ટ ૧૮૩૮ ને દીને સઘળા ગુલામોને મુક્ત કરવા ફરમાવ્યું અને જે લોકોને આથી ખોટ જાય તેઓને બદલો આપવા પાર્લામેન્ટે બે કરોડ પૌંડ મંજુર કર્યા. આ રીતે બ્રીટીશ સામ્રાજ્યમાંથી ગુલામીના નીચ ધંધાનો નાશ કરવામાં આવ્યો.

**(બ) કારખાનાંનો પહેલો કાયદો** (First Factory Act):- ઔદ્યોગિક પરિવર્તનને લીધે ઇગ્લંડમાં કારખાનાઓ ઘણાં વધી ગયાં હતાં. પરંતુ તેમાં કામ કરનાર મજુરોની અનેક મુશ્કેલીઓ હતી. નજીવા પગાર, રાહત જરાપણ નહિ, સગવડતા પણ નહિ તથા કામના કલાક વધારે. આવી અનેક મુશ્કેલીઓ હતી. આ સ્થાતિમાં સુધારો કરવા ઇ. સ. ૧૮૩૩ માં શેફ્ટસબરી નામના એક ટોરી જમીનદારે એક શાહી કમીશન નીમવા સરકારને સમજાવ્યું. આ કમીશને તપાસને અંતે ચેકાવનારી વિગતો રજુ કરી. આ ઉપરથી પાર્લામેન્ટે તરતજ કારખાનાનો પહેલો કાયદો પસાર કર્યો. તેનાથી નીચે પ્રમાણે ફેરફારો કરવામાં આવ્યા:—

(૧) ૯ વર્ષથી નાની ઉંમરનાં બાળકોને કારખાનામાં રાખી શકાય નહિ

(૨) ૧૩ વર્ષનાં બાળકો પાસે દીવસના ૮ કલાક, અને ૧૮ વર્ષ સુધીનાં મજુરો પાસે ૧૩॥ કલાકથી વધારે કામ કારખાનામાં લેવું નહિ

(૩) ૧૩ વર્ષથી નીચેનાં બાળકોને કારખાનાના માલિકોએ દરરોજ બે કાલક નીશાળે મોકલવાં.

(૪) આ કાયદાનાં પાલન માટે સરકારે ચાંપતા પગલાં લેવાં.

**(ક) કેળવણી માટે સરકારી મદદ:**—ઇ. સ. ૧૮૩૨ સુધી ઇંગ્લંડમાં કેળવણી લોકોની ઉદારતા પર નભતી હતી. પરંતુ ઇ. સ. ૧૮૩૩ માં સુધરેલી પાર્લમેન્ટે કેળવણીની ખાનગી સંસ્થાઓને મદદ કરવાને ૨૦ હજાર પૌંડની રકમ મંજુર કરી.

**(ઢ) ગરીબો માટે કાયદો (૧૮૩૪)**—ઇલિઝબેથના સમયથી ગરીબો માટે એવો કાયદો કરવામાં આવ્યો હતો કે દરેક પરગણાના ગરીબોને રાહત આપવા તે પરગણાના ખેડૂતોએ કર આપવો. પરંતુ નેપોલિયનીક લડાઇઓ પછી દેશમાં બેકારી વધી ગઇ અને ઘણા સશક્ત માણસો પણ સરકારી રાહત મેળવવા લાગ્યા. આથી ખેડુતોનો કરનો બોજો વધી ગયો. આ સ્થીતિ દૂર કરવા સુધરેલી પાર્લમેન્ટે ગરીબોના કાયદામાં સુધારો કર્યો. આ કાયદાથી:—

(૧) સશક્ત માણસોને કારખાનામાં કામ પુરું પાડવામાં આવ્યું.

(૨) સશક્ત માણસોને દાકતરી મદદ સિવાયની બીજી મદદ બંધ પાડવામાં આવી.

(૩) મોટાં શહેરોએ લુલાં, લંગડા વિગેરે અશક્ત માણસોને પોષવાં.

**(ઙ) મ્યુનિસિપલ કાઉન્સીલનો કાયદો (૧૮૩૫):**—જે શહેરોમાં મ્યુનિસિપાલીટીઓ હતી તેમાં ચુંટણીનો અધિકાર ઘણાં થોડાં માણસોને હતો. આ માણસો શહેરોની વસ્તી ઘણી વધી હતી છતાં લોકોની સગવડતા માટે જરા પણ પ્રયત્ન કરતા નહિ. આથી લોકોને તે વહિવટમાં યોગ્ય હક્ક આપવા ઇ. સ. ૧૮૩૫ માં સુધરેલી પાર્લમેન્ટે એક કાયદો ઘડયો. આ કાયદાથી મ્યુનિસિપલ કર આપનાર શહેરીઓને દર વર્ષે પોતાના શહેરની સમિતિ (Town Council) ચુંટવાની સત્તા આપવામાં આવી.



# વિક્ટોરિઆ (૧૮૩૭ થી ૧૯૦૧)

## મુખ્ય બનાવો.

૧. ડર્હામ રીપોર્ટ (Lord Durham's Report)

૨. ચાર્ટિસ્ટોની ચળવળ (The Chartist Movement)

૩. પીલના સુધારા.

૪. પૂર્વનો પ્રશ્ન (The Eastern Question)

૫. ક્રિમિઅન વિગ્રહ (The Crimean War)

૬. પામર્સ્ટનની રાજ્યનીતિ.

૭ ગ્લેડસ્ટનના સુધારા.

૮. ડીઝરાયલીની પરદેશનીતિ.

૯ સેલીસબરીનો કારભાર.

(Q 34) Write short notes on :—
(a) Lord Durham's report, (b) The Chartist Movement (c) The Eastern Question, (d) The Crimean War and (e) The Alabama affairs.

(અ) લોર્ડ ડર્હામનો રીપોર્ટ :—૧૮૩૨ ના પાર્લમેન્ટના સુધારા પછી પ્રજાનો મધ્યમ વર્ગ પણ રાજકારણમાં રસ લેવા લાગ્યો. પ્રજા અને રાજાનો સંબંધ કેવો હોવો જોઇએ તે વિષે સર્વ વિચાર કરવા લાગ્યા. પ્રજા પોતાના હક્કો સ્થાપન કરવાને ઇચ્છવા લાગી તેજ પ્રમાણે બ્રિટનનાં કેનેડા જેવાં દરિયાપારનાં સંસ્થાનો રાજકીય સ્વતંત્રતા મેળવવા ઉત્સુક હતાં. નાના પિટે કેનેડાના બે વિભાગો પાડી બંનેને ધારાસભાઓ આપી હતી તેમ છતાં કેનેડાના રાજ્યતંત્રમાં પ્રજાના પ્રતિનીધિઓનો ખરો અવાજ ન્હોતો. આથી

ઈ. સ. ૧૮૩૭માં ત્યાં બળવો ફાટી નીકળ્યો. આ બળવો શમાવી દેવામાં આવ્યો અને ઉદાર રાજકીય વિચાર ધરાવનાર લોર્ડ ડર્હામને કેનેડાના ગવર્નર-જનરલ તરીકે મોકલવામાં આવ્યો. ડર્હામે કેનેડાની રાજકીય પરિસ્થિતિની તપાસ કરી બ્રિટનનાં પ્રધાન મંડળને ભલામણ કરી કે કેનેડાના બે વિભાગોને જોડી દેવા અને રાજ્યતંત્ર પ્રજાને જવાબદાર બનાવવું (૧૮૩૯). આ ભલામણને 'ડર્હામ રીપોર્ટ' કહે છે. પ્રધાન મંડળે ડર્હામની ભલામણ સ્વીકારી અને ૧૮૪૦ માં બ્રિટિશ પાર્લમેન્ટે 'એક્ટ ઑવ્ યૂન્યન' નામનો કાયદો પસાર કરી કેનેડાને સ્વરાજ્ય આપ્યું. ડર્હામનો આ રીપોર્ટ આજે પણ 'સંસ્થાનો માટેનું હક્ક પત્રક' ગણાય છે.

**(ઘ) ચાર્ટિસ્ટોની ચળવળ :—**

(૧) **કારણો :**—૧૮૩૨ ના પાર્લમેન્ટની સુધારણાના કાયદાથી હજુ ખેડુતો અને મજુર વર્ગને પાર્લમેન્ટની ચુંટણીમાં મત આપવાનો અધિકાર મળ્યો ન્હોતો. તે માટે દેશમાં આગેવાનોની ચળવળ ચાલુ જ હતી. યંત્રોના ઉપયોગથી બેકારી, મજુરીના ઓછા દર, અનાજની મોંઘવારી વગેરે કારણોને લીધે મજુરોની સ્થીતિ કફોડી બની હતી. આથી પોતાને રાજકીય હક્કો મળે તો બધાં દુઃખો ટળી જાય એમ કેટલાક માનવા લાગ્યા. તેઓએ એક હક્કનો પટો (Charter) તૈયાર કર્યો અને એ પટાને અસંખ્ય માણસોએ ટેકો આપ્યો. આ હક્કના પત્રને ટેકો આપનારા હક્કપ્રાર્થીઓ (Chartists) કહેવાયા. તેઓએ આ ચળવળ બાર વર્ષ ચલાવી.

(૨) **માગણીઓ:**—ચાર્ટિસ્ટોએ છ માગણીઓ કરી હતી:-

(૧) ૨૧ અને તેથી વધારે ઉમરના દરેક પુરૂષને પાર્લમેન્ટની ચુંટણીમાં મત આપવાનો અધિકાર હોવો જોઇએ.

(૨) મત આપવાની પદ્ધતિ ગુપ્ત રાખવી જોઇએ. (Ballot System).

(૩) ચુંટણી માટે દેશના સરખા વિભાગ પાડી દરેક વિભાગમાં મતદારોની સંખ્યા સરખી રાખવી જોઇએ.

(૪) પાર્લમેન્ટના સભ્ય થવા માટેની આર્થિક લાયકાતનું ધોરણ કાઢી નાંખવું જોઇએ.

(૫) આમની સભાના સભ્યને પગાર આપવો જોઇએ.

(૬) પાર્લમેન્ટની ચુંટણી દર વર્ષે કરવી જોઇએ.

(૩) **પરિણામ**:–આ માગણીઓ મંજુર રખાવવા ચાર્ટરટોએ ઘણાં તોફાનો કર્યા. તોફાનમાં ભાગ લેનારાઓને સજા થઇ એટલે તોફાનોને બદલે શાંત ચળવળ શરૂ થઇ. આ માટે થોકબંધ અરજીઓ કરવામાં આવી અને તેના પર ખરીખોટી લાખો સહી કરાવવામાં આવી. પરંતુ ખોટી સહીની વિગત બહાર પડી જતાં ઇ. સ. ૧૮૪૮ માં લોર્ડ રસેલે આ ચળવળ દાબી દીધી. એ ચળવળનું તે સમયે તો કશું રચનાત્મક પરિણામ ન આવ્યું. પણ વર્ષો પછી ફક્ત છેલ્લી માગણી સિવાય દરેક માગણીઓ સ્વીકારાઇ હતી.

(क) **પૂર્વનો પ્રશ્ન** ( The Eastern Question ):–

પંદરમા સૈકામાં પોતાનાં સામ્રાજ્યનો વિસ્તાર આખા યુરોપમાં વધારવાનો તુર્કોનો વિચાર હતો. પરંતુ યુરોપનાં બીજાં રાજ્યોની ચડતી થતાં તુર્કોની પડતી થવા લાગી. ૧૯ માં સૈકામાં તુર્કોના તાબામાં યુરોપનો થોડો ભાગ તથા એશિયાનો થોડો ભાગ હતો. યુરોપમાં તુર્કોના તાબાનાં બાલ્કન સંસ્થાનો–બલ્ગેરીયા, મોલ્ડેવિયા, વોલેશિયા અને સર્વિયા-સ્વતંત્રતા મેળવવા પ્રયત્ન કરવા લાગ્યાં. વળી રશિયાના ઝાર નિકોલસે ડામાડોળ તૂર્કીસામ્રાજ્યનો યુરોપનો ભાગ જીતીને કાળા સમુદ્ર પર પોતાની સત્તા જમાવવાનો અને ડાર્ડેનલ્સ અને બોસ્ફરસની સામુદ્રધુની જીતી ભૂમધ્ય સમુદ્રનો વેપાર પોતાને હાથ કરવાનો નિશ્ચય કર્યો. વળી તેની નજર કોન્સ્ટેન્ટીનોપલ પર ઠરી હતી. તુર્કીના સામ્રાજ્યમાં

રહેતી ખ્રીસ્તી પ્રજાના હક્કોનું રક્ષણ કરવાનો તેને અધિકાર છે એ બાબત તુર્કીના સુલતાને કબુલ રાખવી એવી ઝાર નિકોલસે માગણી કરી. આ માગણી કબુલ રાખવામાં આવે તો રશિયા પૂર્વની સરહદ પર સર્વ સત્તાધિશ બની જાય. તુર્કીના સુલતાને ઝાર નિકોલસની એ ગેરવ્યાજબી માગણીનો અસ્વિકાર કર્યો. ફ્રાન્સ અને બ્રિટને તુર્કીના સુલતાનનો પક્ષ લીધો. રશિયાની આ મહત્ત્વાકાંક્ષા રોકવામાં નહિ આવે તો પોતાનો પરદેશ સાથેનો વેપાર પડી ભાંગશે અને તેથી હિંદુસ્તાનમાં પોતાની સત્તા ઓછી થશે એવું જાણીને ઈંગ્લંડે તુર્કસ્તાનને મદદ કરી અને તે રાજ્ય ટકાવી રાખ્યું. આ સર્વ પ્રકરણને પૂર્વ યુરોપ સંબંધી પ્રશ્ન ( The Eastern Question ) કહેવામાં આવે છે.

(ઙ) ક્રિમિઅન વિગ્રહ:-

(૧) કારણો:-યુરોપના પૂર્વ ભાગમાં રશિયાનું જોર દીવસે દીવસે વધતું જતું હતું ભૂમધ્ય સમુદ્ર તથા કાળા સમુદ્ર પર સત્તા મેળવવી અને તુર્કસ્તાનની રાજધાની કોન્સ્ટેન્ટીનોપલ જીતી લેવું એવી રશિયાની ઇચ્છા હતી, આ રીતે તુર્કસ્તાનને જીતી લેવાનો રશિયાનો ઇરાદો હતો, તે માટે રશિયાના ઝાર નિકોલસે એક કારણ ઉપસ્થિત કર્યું. તુર્કીના સામ્રાજ્યમાં રહેતી ખ્રીસ્તી પ્રજાના હક્કોનું રક્ષણ કરવાનો રશિયાનો અધિકાર છે એ બાબત તુર્કીના સુલતાને કબુલ રાખવી એવી ઝાર નિકોલસે માગણી કરી, તૂર્કી સુલતાને આ માગણી સ્વિકારી નહિ એટલે રશિયા અને તુર્કસ્તાન વચ્ચે યુદ્ધ થયું (૧૮૫૪). આ યુદ્ધને ક્રિમિયન વિગ્રહ કહે છે.

(૨) બનાવો:-આ લડાઈમાં બ્રિટન અને ફ્રાન્સ તુર્કસ્તાનના પક્ષમાં ગયાં અને ઓસ્ટ્રિયા અને પ્રશિયા તટસ્થ રહ્યાં. કાળા સમુદ્રમાં રશિયાના મજબુત કાફલાએ અને ક્રિમિઆના દ્વિપકલ્પમાં સેબેસ્ટોપોલ શહેર આગળ રશિયાનાં લશ્કરે પડાવ નાંખ્યો.

અગ્રેજ અને ફ્રેન્ચ લશ્કરે સેબેસ્ટોપોલ જીત્યું. બાલાકલાવા અને ઈન્કરમેનનાં યુદ્ધોમાં અંગ્રેજ અને ફ્રેન્ચ લશ્કરે જીત મેળવી. પરંતુ રિઆઈ યુદ્ધમાં અંગ્રેજ ફાફ્લો જીત મેળવી શક્યો નહિ. એટલામાં ઝાર નિકોલસ ૧૮૫૫ માં મરણ પામ્યો. હવે રશિયા સુલેહ માટે ઇંતેજાર હતું. એટલે ૧૮૫૬ માં વિગ્રહનો અંત આવ્યો.

(૩) પરિણામ:-ક્રિમિઅન વિગ્રહમાં હાર મળવાથી રશિયાની વધતી જતી સત્તા ઉપર અંકુશ મુકાયો અને સત્તાની સમતુલા (Balance of Power) જળવાઈ રહી.

(ઇ) આલાબામા પ્રકરણ:-ગુલામોના વેપારની બાબતમાં યૂનાઇટેડ સ્ટેટ્સનાં ઉત્તર અને દક્ષિણ ભાગનાં સંસ્થાનો વચ્ચે ઈ. સ. ૧૮૬૧ માં ઝઘડો ઉભો થયો. એ ઝઘડામાંથી વિગ્રહ ફાટી નીકળ્યો જે ચાર વર્ષ ચાલ્યો. ઇગ્લંડના થોડા લોકો ઉત્તરનાં સંસ્થાનોની તરફેણમાં હતા અને બીજા દક્ષિણનાં સંસ્થાનોની તરફેણમાં હતા. તે વખતે અમેરિકાનો પ્રમુખ અબ્રાહમ લિંકન હતો અને તે ગુલામીની પ્રથાનો કટ્ટર વિરોધી હતો. આ બાબતમાં ઈંગ્લંડ અને ઉત્તરનાં સંસ્થાનો વચ્ચે લડાઈ જાગે એવો સંભવ હતો પણ રાણી વિકટોરિયાની દરમ્યાનગીરીથી તે અટકી. 'આલાબામા' નામની એક મનવારે ઉત્તરનાં સંસ્થાનોના વેપારને ઘણું નુકશાન પહોંચાડયું હતું એ બાબતમાં પણ સમાધાન કરવામાં આવ્યું. આ નુકશાની બદલ ઈંગ્લંડને મોટો દંડ આપવો પડયો. આખરે દક્ષિણનાં સંસ્થાનો હાર્યાં અને અમેરિકાનો આંતરવિગ્રહ બંધ પડયો (૧૮૬૫).

(Q. 35) Sketch briefly the career of Robert Peel and describe his administration.

## રોબર્ટ પીલ.

(અ) જન્મ:—રોબર્ટ પીલનો જન્મ ઇ. સ. ૧૭૮૮ માં થયો હતો. તે એક શ્રીમંત કારખાનાવાળાનો પુત્ર હતો.

(ब) જાહેર જીવનઃ—તે ઈ. સ. ૧૮૦૯ માં પાર્લમેન્ટનો સભાસદ થયો અને પોતાની હોંશિયારીને લીધે પ્રધાન મંડળનો અધિકારી નીમાયો. તે વખતે તેણે નીચે પ્રમાણે સુધારાઓ કર્યાઃ—

(૧) ૧૮૧૯ માં ઈંગ્લંડની બેંકને નોટોને બદલે લોકોને રોકડ નાણું આપવાનો હુકમ કર્યો

(૨) ૧૮૨૨ માં ગૃહમંત્રી તરીકે તેણે ફોજદારી ગુન્હાના કાયદામાં સુધારો કરી કેટલાક ગુન્હા માટે ફાંસીની અયોગ્ય સજા રદ કરી.

(૩) તેણે ૧૮૨૯ માં કેથેલિક મુક્તિના ખરડાને ટેકો આપ્યો.

(क) વડો પ્રધાનઃ—પીલ કોન્ઝરવેટીવ હતો. ૧૮૪૧ માં ટોરી પક્ષ (૧૮૪૪ માં કોન્ઝરવેટીવ) ની પાર્લમેન્ટમાં બહુમતિ થવાથી તે વડો પ્રધાન નીમાયો. તે વડા પ્રધાન તરીકે ૧૮૪૧ થી ૧૮૪૬ સુધી રહ્યો. તેની રાજનીતિઃ—

(૧) આંતરિક સુધારાઃ—પીલે પોતાના અમલ દરમ્યાન વેપારને લગતા કેટલાક સુધારાઓ કર્યા. તેણે બ્રિટીશ માલની નીકાશને ઉત્તેજન આપ્યું, કાચા માલ ઉપરની જકાત કાઢી નાંખી દરરોજના ઉપયોગની ચીજો સોંઘી કરાવી અને વહિવટી ખર્ચમાં ઘટાડો કર્યો. વળી તેણે રાજ્યની આવક વધારવા આવક વેરો (Income Tax) નાંખ્યો. તેણે રાષ્ટ્રિય કરજ ઓછું કરાવ્યું અને બેંકો વેપારીઓને મદદગાર બનાવી. નાનાં છોકરાં અને સ્ત્રીઓને પણ ખાણમાં કામ કરતાં અટકાવ્યાં અને કારખાનામાં છોકરાઓની પાસે આઠ કલાક કામ લેવા ઠરાવ્યું. ટોરી પક્ષ વિરૂદ્ધ હોવા છતાં દેશના હુન્નર ઉદ્યોગોને ઉત્તેજન આપવા તે નિરંકુશ વેપાર (Free Trade) ની તરફેણમાં હતો. તેણે ધાન્યના કાયદા (Corn Laws) ૧૮૪૬ માં રદ કર્યા. આથી

તેના પક્ષના કેટલાક માણસોએ તેનો વિરોધ કર્યો. પરિણામે પીલે ઇ સ. ૧૮૪૬ માં વડા પ્રધાન તરીકે રાજીનામું આપ્યું.

(૨) **પરદેશ નીતિ** ( Foreign Policy ):—તેની પરદેશ નીતિ શાંતિની હતી. અફગાનીસ્તાનમાં રહેલું અંગ્રેજ લશ્કર તેણે પાછું બોલાવી લીધું અને તે દેશની અંદરના કારભારમાં માથું માર્યું નહિ. તેણે ચીન સાથે ચાલતું યુદ્ધ અટકાવ્યું અને હોંગકોંગ બંદર મેળવ્યું. તેણે ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચેનો અણબનાવ દૂર કર્યો. વળી તેણે કેનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે સરહદ સંબંધી તકરાર કુશળતાથી દૂર કરી.

**(૩)** **મૃત્યુ**:—પીલ ૧૮૫૦ માં મરણ પામ્યો.

**(Q. 36) Describe the Foreign Policy of Lord Palmerston.**

પામર્સ્ટનનો જન્મ ૧૭૮૪ માં થયો હતો. તે ૧૮૦૫ થી ૧૮૬૫ સુધી પાર્લમેન્ટનો સભ્ય રહ્યો હતો. તે ૧૮૫૫ થી ૧૮૬૫ સુધી વડા પ્રધાન થયો તે અગાઉ વીસ વર્ષ સુધી તે પરદેશખાતાનો મંત્રી હતો. ૧૮૩૦ થી ૧૮૬૫ સુધી ઈંગ્લંડની પરદેશ નીતિ ( Foreign Policy ) ચાલાક, સાહસિક અને મુત્સદ્દી લોર્ડ પામર્સ્ટનના હાથમાં હતી. તેણે કેનીંગની પરદેશનીતિ અખત્યાર કરીને યુરોપમાં ઈંગ્લંડની સત્તા અને પ્રતિષ્ઠા વધાર્યાં. પરદેશનીતિમાં તે કેટલીક વખત આપખુદી વાપરી પ્રધાન-મંડળ કે રાણીને પણ અમુક બાબત જણાવતો નહિ. તેની પરદેશનીતિના ત્રણ મુદ્દાઓ હતા :—

(૧) ઇંગ્લંડનો વૈભવ અને સત્તા વધારવાં.

(૨) રાષ્ટ્રિય ચળવળને ઉત્તેજન આપવું અને તેનો પ્રચાર કરવો.

(૩) તુર્કસ્તાનને જીવતું રાખી રશિયાની પૂર્વના દેશો જીતવાની મહત્વાકાંક્ષા અટકાવવી.

હોલંડની સત્તામાંથી બેલ્જીયમ સ્વતંત્ર થવા ઇચ્છતું હતું પણ પામર્સ્ટને મદદ આપી બેલ્જીયમની સ્વતંત્રતા હોલંડ પાસે કબુલ કરાવી. સ્પેન અને પોર્ટુગલમાં લોકશાસન રાજ્યપદ્ધતિનો પ્રચાર કરવાની ચળવળને પામર્સ્ટને ટેકો આપ્યો. ૧૮૩૩માં ઇજીપ્ત જે તુર્કસ્તાનને તાબે હતું તેના સુબા મહમદઅલીએ ફ્રાન્સની મદદ લઈ તુર્કસ્તાન વિરૂદ્ધ લડાઈ કરી ત્યારે પામર્સ્ટને ઇજીપ્ત વિરૂદ્ધ લડાઇ કરી મહમદઅલીને હરાવ્યો. ૧૮૫૧ માં લુઇ નેપોલિયને ફ્રાન્સમાં રાજપદ ધારણ કર્યું ત્યારે પામર્સ્ટને તેને ખાનગી સંમતિ આપી. આથી તેને રાણીએ પ્રધાનમંડળમાંથી રાજીનામું આપવાની ફરજ પાડી. પણ ક્રિમિઅન વિગ્રહ શરૂ થતાં તે ફરીથી વડાપ્રધાન થયો અને રશિયાને તે યુદ્ધમાં હરાવી રશિયાની પૂર્વના દેશો જીતવાની મહત્વાકાંક્ષા તોડી પાડી. ૧૮૫૮ માં યુરોપના અનેક દેશોમાં રાજ્યક્રાન્તિ થઇ તે દેશની પ્રજાને પામર્સ્ટને ટેકો આપ્યો. ચીનમાં ઇંગ્લીશ વાવટાનું અપમાન થવાથી તેણે ચીન વિરૂદ્ધ લડાઈ જાહેર કરી. તેમાં ચીનને હરાવી ઘણા વેપારી હક્કો અને લડાઈનો ખર્ચ તેણે લીધાં. એક-બે પ્રસંગે તેની પરદેશનીતિ સફળ થઇ નહિ અને તેથી ઇંગ્લંડની અપકીર્તિ થઈ. સ્લેશવીગ અને હોલ્સ્ટેન પ્રાંત ઉપર ડેન્માર્કનો હક્ક છે એવું પામર્સ્ટને જાહેર કર્યું હતું. પણ જર્મનીએ જ્યારે ડેન્માર્ક વિરૂદ્ધ લડાઈ કરી ત્યારે તે ડેન્માર્કને મદદ કરી શક્યો નહિ. પોલંડના પ્રસંગમાં પણ તે પોલંડને મદદ આપી શક્યો નહિ. આથી પામર્સ્ટનની અપકીર્તિ થઈ. તે ૧૮૬૫માં મરણ પામ્યો.

(Q. 36) Describe Gladstone's achievements in his First Administration.

(અ) સ્વદેશનીતિ ( Home Policy ):—

(૧) કેળવણીનો કાયદો:—૧૮૭૦માં ગ્લેડસ્ટને કેળવણીનો કાયદો કરી એમ ઠરાવ્યું કે જે શહેર કે ગામડાંમાં પ્રાથમિક શાળાઓ જોઇએ તે કરતાં ઓછી હોય ત્યાં ગામલોકોએ સભાસદો ચુંટીને સ્કુલબોર્ડ બનાવવી અને એ મંડળોએ શાળાઓ સ્થાપવી. તેનો ખર્ચ રાજ્ય, ગામલોકો અને બાળકોના વાલીઓએ સરખે

ભાગે આપવો. જ્યાં વાલીઓ ગરીબ હોય ત્યાં મફત કેળવણી આપવી. આ કાયદો ૫ થી ૧૨ વર્ષનાં બાળકો માટે હતો. ૧૮૮૦માં પ્રાથમિક કેળવણી ફરજીયાત અને ૧૮૯૧માં તે મફત કરવામાં આવી. વળી તેણે પ્રોટેસ્ટંટોને પણ ઓક્સફર્ડ અને કેમ્બ્રીજની વિદ્યાપીઠોમાં દાખલ થવા દેવાનો કાયદો કર્યો.

(૨) ૧૮૭૨ માં ગ્લેડસ્ટને ગુપ્ત રીતે મત આપવાની પ્રથા (Voting by Ballot) દાખલ કરી. આ પ્રથાથી મતાધિકારમાં લાંચ રુશ્વત ઓછી થઇ.

(૩) લશ્કરી ખાતાના ઓદ્ધા આજ સુધી ખરીદી શકાતા તે રીત બંધ કરી લાયકાત પ્રમાણે ઓદ્ધા આપવાનું શરૂ થયું.

(૪) દારૂ વેચવાની દુકાનોની સંખ્યા તથા વેચાણના કલાક ઘટાડી એ કેફી પીણાંનાં વેચાણ પર અંકુશ મુક્યો.

(૫) આયર્લંડમાં અંગ્રેજ ધર્મસમાજ નીભાવવા કેથોલિકો પાસે કરવેરા (Tithes) લેવાતા હતા. તે અન્યાયને દૂર કરવા ૧૮૬૯માં ગ્લેડસ્ટને એક કાયદો (Disestablishment of the Irish Church) પસાર કરી અંગ્રેજ ધર્મસમાજ સાથેનો સરકારી સંબંધ રદ કર્યો. આમ ગ્લેડસ્ટને કેથોલિક, પ્રેસ્બીટેરીયન અને એપીસ્કોપલ ધર્મસમાજ તરફ સમભાવ બતાવ્યો.

(૬) આયર્લંડમાં ઘણી ખરી જમીનના માલીક ઇંગ્લંડના પ્રોટેસ્ટંટો હતા. તેઓ ઇંગ્લંડમાં રહીને આઇરીશ ખેડુતો પાસે જુલમથી ગણોત ઉઘરાવતા. આ કારણથી ખેડુતો દુ:ખી હતા. આ આઇરીશ ખેડુતોની સ્થીતિ સુધારવા ગ્લેડસ્ટને ૧૮૭૦ માં ખેડુતો સંબંધી એક કાયદો (First Land Act) પસાર કરાવ્યો. એ કાયદાથી ઠરાવ્યું કે:—

(અ) જ્યાં સુધી ગણોત મળ્યા કરે ત્યાં સુધી જમીનદારે ગણોતીયાને કાઢી મુકવો નહિ.

(બ) ગણોતીયાને રજા આપવામાં આવે તો તેણે કરેલા ખર્ચનો બદલો જમીનદારે આપવો.

(क) ખેડુતને જમીન ખરીદવી હોય તો સરકારે તેને નાણાં ધીરવાં.

(ब) **પરદેશનીતિ** ( Foreign Policy ):—ગ્લેડસ્ટને ઉપર મુજબના લોકહિતના સુધારા કર્યા પરંતુ યુરોપિયન રાજકારણ તરફ તેણે પુરતું ધ્યાન આપ્યું નહિ. ૧૮૭૦ માં ફ્રેંકો–જર્મન યુદ્ધમાં ફ્રાન્સનો પરાજય થયો તે તરફ તેણે ધ્યાન આપ્યું નહિ. રશિયા તુર્કસ્તાન વિરૂદ્ધ ગુપ્ત કારસ્તાનો રચતું હતું અને કાળા સમુદ્ર પર પોતાની સત્તા ચલાવવા મથતું હતું છતાં ગ્લેડસ્ટને રશિયાનો આ પ્રયત્ન તોડી પાડવા પ્રયત્ન કર્યો નહિ. વળી તેની આયર્લેંડ પ્રત્યેની રહેમ નજર ઈંગ્લંડના ઘણા લોકોને પસંદ પડી નહિ. આથી તેણે કરેલા સુધારા વિરૂદ્ધ જે લોકો હતા તેમણે આ સર્વ બાબતોને હાથમાં લઇને આમની સભામાં તેની વિરૂદ્ધ ઠરાવ પસાર કર્યો. (૧૮૭૪) નવી થયેલી ચુંટણીમાં બહુમતિ નહિ મળવાથી તેણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું.

(Q 37) What were the chief achievements of Disraeli's second administration.

ઇ સ. ૧૮૭૪ માં કોન્ઝરવેટીવ પક્ષની બહુમતિ થવાથી વિકટોરિયાએ ડીઝરાયલીને વડો પ્રધાન બનાવ્યો. તે વખતે તેની રાજ્યનીતિ નીચે પ્રમાણે હતી:-

(अ) **સ્વદેશનીતિ** ( Home Policy ):-તેના સુધારા:-

(૧) ૧૮૭૫ માં તેણે કાયદો પસાર કરીને આરોગ્યનાશક જગ્યાએ બંધાયેલાં ઘરો તોડી પાડી મજુર વર્ગને માટે નવાં ઘરો બાંધી આપવાનો અધિકાર મ્યુનિસિપાલીટીઓને આપ્યો.

(૨) ૧૮૭૬માં મજુર મંડળ સંબંધી કાયદો પસાર કર્યો.

(૩) ૧૮૭૬માં પ્રાથમિક શિક્ષણ ફરજીયાત કરવાનો કાયદો કર્યો.

(૪) ૧૮૭૭માં ઈંગ્લંડની રાણીને હિંદની સામ્રાજ્ઞીનું પદ આપવા એક કાયદો પસાર કર્યો

(૫) ૧૮૭૮માં કારખાના સંબંધી કાયદો કરી એમ ઠરાવ્યું કે ૧૦ વર્ષથી ઓછી ઉંમરનાં છોકરાંઓને કારખાનામાં મજુર તરીકે રાખી શકાય નહિ, તથા સ્ત્રીઓને અઠવાડીયાંના ૬૦ કલાકથી વધારે કામ આપી શકાય નહિ.

(૬) આયર્લેંડ સંબંધી ડીઝરાયલીની નીતિ જુલ્મી હતી. તેણે પાર્નલની હોમરૂલની ચળવળ સખ્તાઇથી દાબી દીધી હતી.

**(બ) પરદેશ નીતિ ( Foreign Policy ) :-**

(૧) ડીઝરાયલી ચુસ્ત સામ્રાજ્યવાદી હતો. કોઈ પણ ભોગે સામ્રાજ્યનું રક્ષણ કરવું, તેનો વિકાસ સાધવો અને તેનું વર્ચસ્વ કાયમ રાખવું એ તેની નીતિ હતી.

૧૮૬૮મા ફ્રેન્ચ ઇજનેર ડી લેસેપ્સે સુએઝની નહેર ખોદી હતી. આ કામના ખર્ચના અર્ધા શેર ફ્રાન્સે અને અર્ધા ઇજીપ્તના ખેદિવે ખરીદ કર્યા હતા. સુએઝની નહેર ખોદવાથી હિંદનો બધો વેપાર આ માર્ગે થતો. આ માર્ગ જો બ્રીટનના હાથમાં હોય તોજ એ વેપાર સુરક્ષિત રહે. એટલે ૧૮૭૫માં ઇજીપ્તના ખેદિવ ઇસ્માઇલે પોતાનાં દેવામાંથી છુટવાને ૪૦ લાખ પૌંડના સુએઝના શેરો વેચવા કાઢ્યા. ત્યારે એક ક્ષણની આનાકાની વગર ડીઝરાયલીએ તારથી એ શેરો પોતાની જોખમદારી ઉપર ખરીદી લીધા. આ ખરીદીથી સુએઝની નહેર અંગ્રેજોના અંકુશ હેઠળ આવી, ને ઇજીપ્ત તથા સુદાનના વહિવટમાં દાખલ થવાની અંગ્રેજોને તક મળી. આ રીતે હિંદ આવવાનો એક માર્ગ બંધ થયો.

હજુ રશિયા અફઘાનીસ્તાનમાં થઇને હિંદમાં આવી શકે એમ હતું. વળી રશિયાએ અફઘાનીસ્તાનમાં પોતાની સત્તા જમાવવા માંડી છે એવો અંગ્રેજોને વહેમ પડયો. આથી ડીઝરાયલીએ તટસ્થતાની નીતિ છોડી હિંદને અફઘાનીસ્તાન વિરૂદ્ધ બે લડાઇ કરવા ફરમાવ્યું. આ લડાઈમાં લોર્ડ ઓકલેંડના સમયમાં ઇંગ્લંડની ભારે માનહાનિ થઈ.

હિંદની સત્તા સ્થાયી કરવાને તેણે પાટવી કુંવરને હિંદ મોકલ્યો અને વિક્ટોરિયાને હિંદની સામ્રાજ્ઞી બનાવી. આથી ખુશ થઇને રાણીએ તેને અર્લ ઑાવ બેકન્સફીલ્ડનો ઇલ્કાબ આપ્યો.

વળી તેના વખતમાં પૂર્વનો પ્રશ્ન ફરીથી ઉત્પન્ન થયો. ક્રિમિઅન યુદ્ધ પછી તુર્કસ્તાનના સુબાએ બાલ્કન સંસ્થાનોના ખ્રિસ્તીઓનું રક્ષણ કરવાનું વચન પાળ્યું નહિ. આથી બાલ્કન સંસ્થાનોએ તુર્કસ્તાનથી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. રશિયાએ તેમને મદદ કરી. એટલે તુર્કોએ સેન સ્ટફેનોનું કરારનામું રશિયા સાથે કર્યું. પરંતુ આ કરારથી રશિયાની સત્તા વધી અને ભૂમધ્ય સમુદ્ર સુધી તેનો વિસ્તાર વધ્યો. આથી તે કરાર વિરૂદ્ધ ઇંગ્લંડે રશિયાને ધમકી આપી. અને ડિઝરાયલીએ બર્લિનમાં આગેવાન રાજ્યોની સભા (Berlin Conference) બેગી કરી અને તુર્કસ્તાનની હદ મુકરર કરવામાં આવી અને રશિયા પાસે ખ્રિસ્તીઓનાં રક્ષણનો હક્ક લઇ લેવામાં આવ્યો આમ ડિઝરાયલીએ રશિયાની પૂર્વ તરફની વધતી સત્તા અટકાવી. (૧૮૭૮)

પરંતુ વખત જતાં ડિઝરાયલી ઇંગ્લંડમાં અળખામણો બનવા લાગ્યો. ઇંગ્લંડમાં અનાજના કાયદા રદ થવાથી ખેડુતોને ભારે ખોટ જવા લાગી, અને દેશનો વેપાર તૂટી પડ્યો. તેની સામ્રાજ્યનીતિને લીધે બીજા અફ્ગાન વિગ્રહમાં ઇંગ્લંડની માનહાનિ થઇ. વળી દક્ષિણ આફ્રિકાના ઝુલુ લોકો સાથેના યુદ્ધમાં પણ ઇંગ્લંડનો પરાજય થયો. આથી તેની નીતિને લીધે ઇંગ્લંડને ભારે ખર્ચમાં ઉતરવું પડ્યું. ગ્લેડસ્ટને તેનો વિરોધ કર્યો. એટલે ૧૮૮૦ માં નવી ચુંટણી થઇ તેમાં ડિઝરાયલી નિષ્ફળ ગયો અને તેની સત્તાનો અંત આવ્યો. તે ૧૮૮૧ માં મરણ પામ્યો.

(Q. 38) Compare and contrast the policies of Gladstone and Disraeli.

## ગ્લેડસ્ટન અને ડીઝરાયલીની તુલના.

**(અ) સરખાપણું:**—બંને પ્રજાના આગેવાન હતા અને દેશનું હિત હૈડે ધરી તેનું વર્ચસ્વ વધારવા પ્રયત્ન કરતા હતા. બંને વિદ્યાપ્રેમી, બુદ્ધિશાળી અને ઉત્તમ વક્તા હતા અને લોકોનું મન તેમણે હરી લીધું હતું. બંનેએ ઇંગ્લંડની ઉન્નતિ માટે પ્રયત્ન કર્યો અને દેશમાં લોકોપયોગી સુધારાઓ કર્યા. લોકોનો તેમના પર સંપૂર્ણ વિશ્વાસ હતો. તેઓએ લાંબા વખત સુધી ઇંગ્લંડની એકનિષ્ઠાથી સેવા કરી. અગર જો કે બંનેની નીતિ જુદી જુદી હતી અને બંને જુદા જુદા ગુણોવાળા હતા અને બંને વચ્ચે તિવ્ર હરિફાઇ હતી છતાં તે બંનેએ પોતાની બુદ્ધિ અને આવડતનો ઉપયોગ દેશની સેવામાંજ કર્યો. બંનેની સેવાથી ઇંગ્લંડનો ઉત્કર્ષ થયો.

**(બ) જુદાપણું:**—

| ગ્લેડસ્ટન. | ડીઝરાયલી. |
|---|---|
| ૧ તે સ્વાભાવે શાંત અને ગંભીર હતો. | ૧ તે સ્વભાવે વિનોદી અને મશ્કરો હતો. |
| ૨ તે કુશળ વક્તા હતો. | ૨ તે કુશળ વિવાદક હતો. |
| ૩ તે બાહોશ નાણાશાસ્ત્રી હતો. | ૩ તેનું નાણાં વિષયક જ્ઞાન થોડું હતું. |
| ૪ તે પ્રથમ કોન્ઝરવેટીવ હોઇ પાછળથી લિબરલ બન્યો. | ૪ તે પ્રથમ લિબરલ હોઇ પાછળથી કોન્ઝરવેટીવ બન્યો. |
| ૫ તે સામ્રાજ્યવાદથી વિરૂદ્ધ હતો. તે ન્યાય અને નીતિથી ચાલતો. આથી આયલંડને સ્વરાજ્ય આપવા તેણે તનતોડ મહેનત કરી. | ૫ તે સામ્રાજ્યવાદી હતો. અને રાજ્યનો વિસ્તાર વધારવા તે આતુર હતો. |
| ૬ તેણે લોકોની સ્થીતિ સુધારવા તરફ વધારે ધ્યાન આપ્યું. | ૬ તેણે લોકોની સ્થીતિ કરતાં સામ્રાજ્યની સ્થીતિ સુધારવા તરફ વધારે ધ્યાન આપ્યું. |
| ૭ તેને માટે રાણી વિક્ટોરિયાને અણગમો હતો | ૭ તે રાણી વિક્ટોરિયાનો માનીતો હતો. |
| ૮ તેણે પ્રજાના હક્કોનો વધારો કર્યો. | ૮ તેણે ઇંગ્લંડના સામ્રાજ્યનો વિસ્તાર વધાર્યો. |

(Q. 39) Write what you know about :–
(a) Daniel–o–Connel and (b) Parnell.

**(અ) ડેનિયલ–ઓ–કોનેલ:**—તે આઇરીશ કેથોલિક હતો. તેણે ફ્રાન્સમાં કેળવણી લીધી હતી. તેનામાં હિંમત અને નૈતિક બળ હતાં પરંતુ હિંસક વૃત્તિથી તે વિરૂદ્ધ હતો. તે પ્રસિદ્ધ ધારા શાસ્ત્રી થયો. તેનામાં અદ્‌ભૂત વકતૃત્વશકિત હતી. ઇ. સ. ૧૮૦૦ માં તેણે આયર્લંડની એકતા વિરૂદ્ધ ભાષણો કર્યાં. છતાં એકતાનો કાયદો પસાર થયો. પરંતુ તેનાથી આયર્લંડના કેથોલિકોને જરાપણ સંતોષ થયો નહિ આથી ઓ–કોનેલે ૧૮૨૩ માં કેથોલિક મંડળ (Roman Catholic Association) સ્થાપ્યું અને કેથોલિકોની મુકિત મેળવવા ભાષણો કરી લોકોમાં જાગૃતિ પેદા કરી. ૧૮૨૮ માં તેણે પાર્લમેન્ટની ચુંટણી માટે ઉમેદવારી નોંધાવી અને તે બહુમતિથી ચુંટાયો. પરંતુ તે કેથોલિક હોવાથી ઈંગ્લંડની પાર્લમેન્ટે તેની ચુંટણી રદ કરી. તે ત્રણ વખત આ રીતે ફરીથી ચુંટાઇને આવ્યો છતાં ઈંગ્લંડની પાર્લમેન્ટે તેને પાર્લમેન્ટમાં બેસવા દીધો નહિ તે વખતે વેલિંગ્ટન મુખ્ય પ્રધાન હતો. આ બનાવથી આયર્લંડમાં બળવો થશે એમ તેને લાગ્યું, જ્યોર્જ ૪ થાએ પણ આ વાત માની. પરિણામે ૧૮૨૯ માં કેથોલિકોની મુકિતનો કાયદો (Catholic Emancipation Act) પસાર કરવામાં આવ્યો. આથી કેથોલિકોને પાર્લમેન્ટમાં બેસવાની છૂટ મળી. ત્યારબાદ ઓ–કોનેલે આયર્લંડનાં પ્રોટેસ્ટંટ ચર્ચ નિભાવવા માટેના કર (Tithe) વિરૂદ્ધ ચળવળ ઉપાડી. કર ઉઘરાવનારાઓનાં ખૂન કરવામાં આવ્યાં. સરકારે આ ચળવળ દાબી દેવા પ્રયત્ન કર્યો. આખરે એ કર ખેડુતોને બદલે જમીનદારો પાસે લેવો એમ ઠરાવવામાં આવ્યું (૧૮૩૫). ત્યારપછી તેણે બંને દેશની પાર્લ-મેન્ટનું જોડાણ રદ કરાવવા અને આયર્લંડનાં સ્વરાજ્ય (Home Rule) માટે ચળવળ શરૂ કરી. આઇરીશ લોકોએ તેને સાથ

આપ્યો. પરંતુ ૧૮૪૦ માં સરકારે તેના પર રાજદ્રોહનો આરોપ મુકી તેને કેદ કર્યો. પણ થોડા વખત પછી તેને છુટો કરવામાં આવ્યો. પરંતુ એ વખતે આયર્લંડમાં 'તરૂણ આયર્લંડ' (Young Ireland) નામનું મંડળ સ્મિથ ઓ બ્રાયનનાં નેતૃત્વ હેઠળ અસ્તિત્વમાં આવ્યું. પણ તે મંડળની નીતિ હિંસકક્રાન્તિની હોવાથી ઓ-કોનેલ રાજકારણમાંથી છુટો થઇ ગયો. અને બે વર્ષ પછી તે મરણ પામ્યો (૧૮૪૭.)

(બ) **પાર્નેલ:**-ડેનિઅલ ઓ કોનેલ પછી હોમરૂલની ચળવળ પાર્નેલ નામના આઇરીશ આગેવાને પોતાના હાથમાં લીધી. તે વિદ્વાન કે વકતા ન્હોતો છતાં પાર્લમેન્ટમાં વાણી સ્વાતંત્ર્યના હક્કનો ઉપયોગ કરી તેણે આયર્લંડ તરફ ઇંગ્લંડની પાર્લમેન્ટનું ધ્યાન ખેંચ્યું. તેણે ૧૮૭૯ માં ખેતી સંઘ (Land League) સ્થાપીને જમીનદારો વિરૂદ્ધ ચળવળ ઉપાડી. દેશમાં હુલ્લડો અને અત્યાચારો થયા. આથી ૧૮૮૧ માં Land Act પસાર કરી સરકારે લોકોને શાંત કરવા પ્રયત્ન કર્યો. પરંતુ તેથી આઇરીશ પ્રજાનું સમાધાન થયું નહિ. પછી પાર્નેલે જમીન મહેસુલ નહિ ભરવાની ચળવળ ઉપાડી. સરકારે Land League નું મંડળ ગેરકાયદેસર ઠરાવી પાર્નેલને જેલમાં પૂર્યો, પછી જ્યારે તેને છુટો કર્યો ત્યારે તેણે રાષ્ટ્રિય સંઘ (National League) સ્થાપન કર્યો અને હોમરૂલની ચળવળ ફરીથી ઉપાડી. છેવટે ગ્લેડસ્ટન પ્રધાને હોમરૂલનો ઠરાવ ૧૮૮૫ માં પાર્લમેન્ટમાં રજુ કર્યો. તેમાં નિષ્ફળતા મળતાં ફરીથી ૧૮૯૨ માં બીજું હોમરૂલ બીલ પાર્લમેન્ટ સમક્ષ મુક્યું. પરંતુ અમીરમંડળે તે પસાર કરવા ના પાડી. પણ પાર્નેલ ૧૮૯૧માં મરણ પામ્યો.

(Q. 40) Write short notes on :—
(a) The Boer War; (b) Anti-corn-Law League; (c) The Reform Bill of 1867; and (d) The Reform Bill of 1884.

**(અ) બોર લોકોનો વિગ્રહ**:—યૂરોપના દેશોના લોકો આફ્રિકામાં પણ વેપાર કરવા માટે ગયા હતા. અને ત્યાં તેમણે વસાહતો સ્થાપી હતી. વેપાર કરવા માટે ડચ લોકોએ આફ્રિકામાં કેપ કોલોનીમાં પ્રથમ વસાહત સ્થાપી. તેઓ બોર નામથી ઓળખાયા. અંગ્રેજોએ તેમની સાથે લડાઈ કરી તેમને ટ્રાન્સવાલ સુધી હઠાવ્યા. પરંતુ ૧૮૫૨ માં બોર લોકોની સ્વતંત્રતા અંગ્રેજોએ કબુલ રાખી. પણ તેઓ આફ્રીકાના મૂળ વતનીઓની સારી સંભાળ રાખી શકયા નહિ તે કારણે તેમની સ્વતંત્રતા લઇ લેવામાં આવી. પરંતુ બધા યૂરોપવાસીઓને તેમની વસાહતમાં વેપાર કરવાની છૂટ આપવી અને અંગ્રેજોની સંમતિ સિવાય કોઇપણ દેશ સાથે સલાહ કે યુદ્ધ કરવું નહિ એ સરતે ૧૮૮૪ માં ગ્લેસ્ટને તેમની સ્વતંત્રતા ફરીથી સ્વીકારી. આથી ટ્રાન્સવાલની વસાહતના પ્રજાસત્તાક રાજ્યનો મુખી પોલ ક્રુગર નામે થયો. તે અંગ્રેજોનો કટ્ટો વિરોધી હતો. તેની ઇચ્છા પોતાના દેશની સરહદ વધારવાની અને યુરોપની કોઈપણ પ્રજાને પોતાના દેશમાં દાખલ નહિ કરવાની હતી એ વખતે ૧૮૮૬ માં ટ્રાન્સવાલમાં એક સોનાની ખાણ જડી આવી. આથી યુરોપના ઘણા લોકો ટ્રાન્સવાલમાં દાખલ થયા અને તેઓની સંખ્યા બોરલોકો કરતાં પાંચ–છ ગણી થઈ ગઇ. આથી પોલ ક્રુગરે તેઓ વિરૂદ્ધ સોનાની પેદાશ તથા વેપાર સંબંધી કેટલાક સખત નિયમો પસાર કર્યા. આથી આ નવા આવનાર લોકોએ ટ્રાન્સવાલના રાજ્યકારભારમાં હકક મેળવવા પ્રયત્ન કર્યો. પરંતુ બોર લોકો તેમની વિરૂદ્ધ હતા. આથી તેઓએ કેપ કોલોનીના મુખ્ય પ્રધાન સેસિલ રહોડસની સામે છુપું બંડ કર્યું. તેમાં તેઓ ફાવ્યા નહિ વળી પોલ ક્રુગરે વેપાર માટે પોર્ટુગીઝ પ્રજાને કેટલીક સગવડતા કરી આપી. આથી અંગ્રેજોએ ડૉ. જેમ્સની સરદારી હેઠળ ટ્રાન્સવાલ પર સ્વારી કરી. પરંતુ તે હાર્યો અને તેને કેદ પકડવામાં આવ્યો. આથી બોરલોકો અને

અંગ્રેજ પ્રજા વચ્ચે દુશ્મનાવટ વધી પડી. આ બે પ્રજા વચ્ચે સમાધાન કરવા ઇંગ્લંડના પરદેશ મંત્રી જોસફ ચેમ્બરલેન અને કેપ કોલોનીના મુખ્ય પ્રધાન મીલનરે ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ તે નિષ્ફળ થતાં ૧૮૯૯ માં બંને વચ્ચે યુદ્ધની તૈયારી થઈ. શરૂઆતમાં બોર લોકોની જીત થઇ પરંતુ આખરે તેમનો સંપૂર્ણ પરાજય થયો અને ૧૯૦૨ માં ટ્રાન્સવાલ બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યું.

(ખ) **એન્ટી-કોર્ન-લો લીગ** :-હરિકસનના ખુલ્લા વેપારના સુધારાથી દેશના કારખાનાવાળાઓને ફાયદો થયો. પણ ધાન્યના કાયદા રદ નહિ થવાથી ગરીબ લોકોની સ્થાતિ સુધરી નહિ. આ માટે રીચર્ડ કોબડન અને જોન બ્રાઇટ નામના બે આગેવાનોએ ૧૮૩૭ માં ધાન્યના કાયદા વિરૂદ્ધ Anti-corn-law League સ્થાપના કરી. વળી તેમણે ધાન્યનો કાયદો રદ કરવા ભારે ચળવળ કરી. વર્તમાનપત્રોમાં લેખો લખી તેઓએ લોકોમાં જાગૃતિ ઉત્પન્ન કરી. આ અરસામાં ૧૮૪૧ માં આયર્લંડમાં ભયંકર દુકાળ પડયો. આથી આ ચળવળ વધારે જોસથી ચાલી. સરકારે પણ નમતું આપ્યું. આથી ૧૮૪૬ માં રોબર્ટ પીલે ધાન્યનો કાયદો રદ કર્યો. આને લીધે ખેતીનો ઉત્કર્ષ થયો. આવી રીતે એન્ટી-કોર્ન-લો લીગનો પ્રયત્ન સફળ થયો. ત્યારપછીનાં વર્ષોમાં અનાજ ઉપરની સઘળી જકાત રદ કરવામાં આવી અને દેશમાં ખુલ્લા વેપારની પ્રથા ચાલુ થઈ.

(ક) **૧૮૬૭નો પાર્લમેન્ટની સુધારણાનો કાયદો** :-રાણી વિકટોરિયાના અમલ દરમ્યાન પાર્લમેન્ટની સુધારણા માટે ૧૮૬૭ માં એક કાયદો પસાર થયો. આ કાયદાથી પ્રજાતંત્રનો વિજય થયો. ૧૮૬૭ના કાયદાથી નીચે પ્રમાણે ફેરફાર થયા :-

(૧) ૧૧ શહેરોને આમની સભામાં બે પ્રતિનીધિ અને ૨૩ શહેરોને એક પ્રતિનીધિ મોકલવાનો નવો હક્ક આપવામાં આવ્યો. વળી

ઘણાં મોટાં શહેરોને ૩ પ્રતિનીધિઓ તથા કેટલાંક પરગણાંને પ્રતિનીધિ મોકલવાનો નવો હક્ક આપીને આમની સભાની ખાલી પડેલી જગાઓ પુરવામાં આવી.

(૨) મત આપવાનો અધિકાર વિસ્તૃત કરવામાં આવ્યો. શહેરમાં દરેક ઘરના માલિકને તથા વાર્ષિક ૧૦ પૌંડનું ભાડું ભરનારને મતાધિકાર મળ્યો. વળી ગામડામાં વાર્ષિક ૧૦ પૌંડ મહેસુલ ભરનાર ખેડુતને અને ૫ પૌંડ કર ભરનાર જમીનદારને પણ મતાધિકાર આપવામાં આવ્યો. આથી આમની સભામાં શહેરના મજુર લોકોને અને ગામડાંના ગરીબ ખેડુતોને મતાધિકાર મળ્યો.

**(છ) પાર્લમેન્ટની સુધારણાનો ૧૮૮૪ નો કાયદો :**—આ કાયદો પણ રાણી વિકટોરિયાના વખતમાં થયો હતો તેનાથી નીચે પ્રમાણે ફેરફાર થયા :—

(૧) ૧૫ હજારથી ઓછી વસ્તીવાળાં શહેરને પાર્લમેન્ટમાં પ્રતિનીધી મોકલવાનો હક્ક કાઢી નાંખવામાં આવ્યો. અને ૫૦ હજારની વસ્તીવાળાં શહેરને એકજ પ્રતિનીધિ મોકલવાનો હક્ક આપવામાં આવ્યો.

(૨) દરેક પરગણાંને ૧ પ્રતિનીધી અને શહેરના દરેક વોર્ડને ૧ પ્રતિનીધિ મોકલવાનો હક્ક આપવામાં આવ્યો.

(૩) આમની સભાના પ્રતિનીધીઓની સંખ્યા ૬૫૮ ને બદલે ૬૭૦ કરવામાં આવી.

(૪) ગામડાંમાં ઘર માલિકને, એક વર્ષ એકજ ઘરમાં રહેતા ભાડુતને તથા ખેતીનાં મજુરોને મતાધિકાર આપવામાં આવ્યો. આવી રીતે ૨૫ લાખ લોકોને મતાધિકાર મળ્યો અને આમની સભા ખરેખર પ્રજામતવાળી થઇ

## બ્રિટિશ રાજ્યબંધારણ.

(Q 1) What is the position of the British King? Enumerate his Prerogatives and state how far he can exercise them.

**(અ) તાજનું સ્થાન :**–બ્રીટીશ રાજ્યપદ્ધતિમાં તાજ ઘણું અગત્યનું સ્થાન ધરાવે છે. રૂઢીચુસ્ત બ્રીટીશ લોકો તાજ તરફ સન્માન અને પ્રેમની લાગણીઓ ધરાવે છે અને તેનો મોભ્ભો યોગ્ય રીતે જાળવવામાં આવે છે. દેશની આખી રાજ્યવ્યવસ્થા ફેરવાય છે પરંતુ તાજની સત્તા સ્થીર છે. આથી તેને રાજ્યબંધારણના કાયમી અને વફાદાર સંરક્ષક તરીકે ઘણુંજ માન આપવામાં આવે છે. દેશમાં તાજની સત્તા સાર્વભૌમ છે અને રાજવહિવટ તાજને નામેજ ચાલે છે. રાજાનાં અંગત જીવનને, તેના વિચારોને અને તેનાં સામાજીક વર્તનને ખાસ અગત્ય આપવામાં આવે છે. તેની સંમતિ વિના દેશમાં કોઇપણ કાયદો અમલમાં આવી શકતો નથી. વળી તે રાષ્ટ્રિય ધર્મ (એંગ્લિકન)નો વડો ગણાય છે. વળી બ્રીટીશ તાજ સામ્રાજ્યના જુદાં જુદાં અંગોને જોડી રાખનાર સાંકળરૂપ છે અને આથીજ તેઓ બધાં તાજને વફાદાર રહે છે સામ્રાજ્યની બાબતમાં તાજ ઘણી સત્તા ભોગવે છે. વળી પરદેશનીતિમાં પણ તેની લાગવગ ઘણી અગત્યની મનાય છે બ્રીટીશ સામ્રાજ્યના 'સ્વરાજ્ય' ભોગવતા દેશો પણ તાજ પ્રત્યે વફાદારી અને સન્માનની લાગણી ધરાવે છે.

**(બ) તાજના ખાસ હક્કો :**–સિદ્ધાંતની દ્રષ્ટિએ બ્રિટિશ તાજ દેશમાં અસાધારણ સત્તા ધરાવે છે અને તેથી રાજાને નીચે જણાવેલા કેટલાક ખાસ હક્કો આપવામાં આવ્યા છે :–

(૧) પાર્લામેન્ટ બોલાવવી, મુલતવી રાખવી અગર બરખાસ્ત કરવી.

(૨) પાર્લામેન્ટમાં થયેલા ઠરાવને મંજુરી આપવી કે નહિ આપવી.

(૩) લશ્કર અને નૌકાખાતાં પર સત્તા ચલાવવી અને તે ખાતાંમાં મુખ્ય અમલદારોની નિમણુક કરવી.

(૪) પરદેશનીતિ ઉપર કાબુ રાખવો. પરદેશ સાથે યુદ્ધ કે સલાહ કરવાની સત્તા રાજાને છે.

(૫) અમલ બજાવણી ખાતાંમાં મુખ્ય અમલદારોની નિમણુંક કરવી.

(૬) લાયક લોકોને પદ્વી, ઇલ્કાબ વિગેરે આપવાં. આથી રાજાને Fountain of Honour કહેવામાં આવે છે.

(૭) દેશમાં નાણું પાડવું.
(૮) વડા પ્રધાનની નિમણુંક કરવી અને તેને વારંવાર સલાહ આપવી.
(૯) ધાર્મિક ખાતાંઓમાં વડા અધિકારીઓની નિમણુક કરવી.
(૧૦) લોકોને ન્યાય આપવો અને જરૂર પડે ગુન્હેગારોને માફી આપવી. આથી રાજાને Fountain of Justice કહેવામાં આવે છે.
(૧૧) રાજા દેશની જમીનનો સર્વોપરી માલિક ગણાય છે.
(૧૨) તે કંપનીઓને સનદ અથવા પટો આપે છે.

**(क) તાજના હક્કોનો અમલઃ**—ઉપર પ્રમાણેના તાજના ખાસ હક્કો જોતાં સિદ્ધાંતની દૃષ્ટિએ તાજ સાર્વભૌમ સત્તા ધરાવે છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં તાજની સત્તા નિયંત્રિત છે. ઇંગ્લંડના રાજ્યતંત્રમાં રાજા અને પાર્લમેન્ટ બંનેની સંમતિ વિના કોઇપણ કાયદો અમલમાં આવી શકતો નથી. એટલે રાજા અને પાર્લમેન્ટ બંને સર્વોપરિ સત્તા ધરાવે છે. વળી છેલ્લી ત્રણ સદીઓ દરમ્યાન તો મોટે ભાગે તાજના ખાસ હક્કો પાર્લમેન્ટની સત્તા હેઠળ ચાલ્યા ગયા છે અને દેશનો સઘળો રાજ્યકારભાર પ્રધાન મંડળ (Cabinet) દ્વારા ચાલે છે. અને આ પ્રધાનમંડળના સભ્યોની નીમણુંક આમની સભામાં બહુમતિ ધરાવનાર પક્ષમાંથીજ કરવામાં આવે છે. આથી વહિવટની ખરી સત્તા તો આમની સભાનાજ હાથમાં છે. રાજાની સંમતિ વગર કોઈ કાયદો અમલમાં આવે નહિ છતાં પાર્લમેન્ટે પસાર કરેલા ખરડા પર રાજા સાધારણ રીતે સંમતિ આપે છેજ. વળી પાર્લમેન્ટની સંમતિ સિવાય રાજા પોતે એક પણ કાયદો કરી શકતો નથી. વળી પાર્લમેન્ટ બોલાવવા, મુલતવી રાખવા કે બરખાસ્ત કરવાનો રાજાનો હક્ક પણ મર્યાદિત કરવામાં આવ્યો છે. પાર્લમેન્ટની મુદત પુરી થતાં તે આપોઆપ બરખાસ્ત થયેલી ગણાય છે. વળી દેશના મોટા અમલદારોની નિમણુંક તથા પદ્વિ, ઇલ્કાબ વિગેરેની

બક્ષીસો માટે પણ વડા પ્રધાનની ભલામણો સ્વીકારવામાં આવે છે. વળી રાજ્યની તીજોરી પર પાર્લમેન્ટનો સંપૂર્ણ અંકુશ છે. રાજાના ખર્ચની રકમ પણ તેજ મંજુર કરે છે. વળી દેશનો સઘળો રાજ્યવહિવટ પ્રધાનો મારફતેજ ચાલે છે એટલે વાસ્તવિક રીતે તો રાજા કાંઈજ સત્તા ભોગવતો નથી. રાજા પોતાને હાથે કાંઇ જ કામ કરતો નથી એટલે જ કહ્યું છે કે "The King can do no wrong." દરેક રાજકીય કામ પ્રધાનો જ કરે છે એટલે રાજાને તે માટે જવાબદાર ગણવામાં આવતો નથી. આ ઉપરથી જોઇ શકાય છે કે બ્રિટિશ રાજ્યતંત્રમાં સિદ્ધાંતની દૃષ્ટિએ તાજની સત્તા ઘણી છે છતાં વાસ્તવિક અમલમાં તેની સત્તા તે ભોગવી શકતો નથી. ઇંગ્લંડનું રાજ્યતંત્ર નિયંત્રિત હોવાથી તાજ અને પાર્લમેન્ટ બંનેની સત્તા દેશમાં સર્વોપરી છે.

(Q. 2) Give a short history of the growth of the British Parliament.

(૧) **નોર્મન સમય :**—પાર્લમેન્ટની શરૂઆત એ તો એંગ્લોસેકશન સમયનો વારસો છે. સેકશન સમયમાં તે વિટન સભા કહેવાતી. તે વખતે તેમાં અમીરો, ધર્માધ્યક્ષો અને સામાન્ય પ્રજાના પ્રતિનીધિઓ સાથે બેસતા પણ નોર્મન સમયમાં ધર્માધ્યક્ષો રાજકારણમાંથી દૂર થયા. એટલે અમીરો એક સભાગૃહમાં બેસવા લાગ્યા તેથી તે (House of Lords) નામે ઓળખાયું અને બીજાં સભા ગૃહમાં સામાન્ય પ્રજાના પ્રતિનીધિઓ બેસવા લાગ્યા તેથી તે (House of Commons) નામે ઓળખાયું. (૧૩૪૧)

(૨) **પંદરમી સદી:**—ઉપર પ્રમાણેની બને સભાઓની પાર્લમેન્ટની સત્તા ઘણી બળવાન બની અને રાજ્યવહિવટમાં જો કાંઈ જુલ્મ દેખાય તો રાજાને નવા કર નાંખવાની મંજુરી નહિ આપવાની પ્રથા શરૂ થઇ.

**ટ્યુડર સમય:**—સો વર્ષનાં ગુલાબનાં યુદ્ધોથી કંટાળેલી પ્રજાએ ટ્યુડર રાજાઓની આપખુદ સત્તા ચાલવા દીધી. એ સમયમાં ટ્યુડર રાજાઓએ વહિવટ ચલાવવામાં પ્રધાનો અને પોતાનાં ખાસ મંડળ ( Privy Council )ની મદદ લીધી હતી.

**સ્ટુઅર્ટ સમય :**—વિદ્યાનું પુનર્જીવન થતાં લોકોમાં જાગૃતિ આવી. વળી દેશમાં શાંતિ હતી. સ્ટુઅર્ટ રાજાઓ દૈવી હકકના સિદ્ધાંતમાં માનતા હતા. એટલે આ સમયમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે સત્તા માટે લડાઇ થઇ. આ લડાઇમાં એક સ્ટુઅર્ટ રાજાનું માથું ગયું અને બીજાને ગાદી છોડી નાસી જવું પડયું. એટલે પાર્લમેન્ટનું સર્વોપરિપણું સ્થપાયું. વળી ઇંગ્લંડની ગાદી પર તાજની નીમણુંક કરવાનો હકક પણ પાર્લમેન્ટના હાથમાં આવ્યો. વળી ૧૬૮૮ ના શાંત રાજ્ય વિપ્લવ પછી વિલિયમે પ્રજા હકકના ખરડા ઉપર સહી કરી અને પાર્લમેન્ટનું સર્વોપરિપણું સ્વીકાર્યું એટલે સ્ટુઅર્ટ અમલ દરમ્યાન આમની સભાની સત્તા ઘણી જ વધી પણ ઉમરાવની સભાની સત્તા ઘટી ગઇ. ક્રોમવેલે ઉમરાવની સભા કાઢી નાંખી પણ તે પાછી ચાલુ કરવામાં આવી હતી.

**હેનોવેરિયન સમય:**—

**(અ) અઢારમી સદી:**—અઢારમી સદીમાં બ્રિટિશ રાજ્યબંધારણમાં ઘણા અગત્યના ફેરફારો થયા પાર્લમેન્ટની સભા નિયમીત દર વર્ષે ભરાવા લાગી. પાર્લમેન્ટમાંથી ચુંટી કાઢેલા પ્રધાનોનું બનેલું પ્રધાનમંડળ ( Cabinet ) રાજ્ય કારભાર ચલાવવા લાગ્યું. પ્રધાનમંડળનો આગેવાન વડો પ્રધાન ( Prime Minister ) કહેવાવા લાગ્યો. વળી પ્રધાનમંડળના સભ્યો એકજ રાજદ્વારી પક્ષના હોવા જોઇએ એવી પ્રણાલિકા શરૂ થઇ (Government by the Party System).

**(બ) ઓગણીસમી સદી:**—ઓગણીસમી સદીમાં આમની સભાની સત્તામાં ઝડપી સુધારા થયા. જ્યોર્જ ૩ જાએ

પોતાની નવા ઉમરાવો નીમવાની સત્તાથી ઉમરાવની સભાનું મહત્વ ઓછું કરી નાંખ્યું. વળી ૧૮૩૨, ૧૮૬૭ અને ૧૮૮૪ નાં પાર્લમેન્ટની સુધારણાનાં બીલોથી આમની સભાનાં બંધારણમાં મહત્વના ફેરફારો થયા અને મતાધિકાર સામાન્ય થયો. સ્કોટલંડ, આયર્લંડ અને અમેરિકાના સભ્યોને પણ પાર્લમેન્ટમાં બેસવાનો અધિકાર મળ્યો. દેશમાં વડો પ્રધાન અને પ્રધાનમંડળ સઘળી રાજ્યવ્યવસ્થા કરવા લાગ્યાં. રાજાના ખાસ હકો ( Prerogatives ) કાયમ રહ્યા છતાં તે વાસ્તવિક અમલમાં મુકી શકાયા નહિ.

(क) **વીસમી સદી:**—આ સદી દરમ્યાન ૧૯૧૧ ના કાયદાથી ઉમરાવની સભાની નાણાંવિષયક સત્તા લઈ લેવામાં આવી. વળી સામાન્ય ખરડા ઉપર પણ તેની સત્તા ઓછી કરી નાંખવામાં આવી. એટલે હવે તે ફક્ત ન્યાયની બાબતમાંજ સર્વોપરિપણું ભોગવે છે. દેશનો રાજ્યવહિવટ ઉપર તો આમની સભાનીજ ખરી સત્તા છે. આ રીતે ગ્રેટબ્રિટનમાં હાલ જે નિયંત્રિત રાજસત્તા ( Constitutional Monarchy ) પ્રવર્તે છે તે અસ્તિત્વમાં આવી. લોકશાસનનો વિજય થયો અને રાજા હવે માત્ર પ્રજાનો સલાહકાર, અને ન્યાય આપનાર તરીકેજ ગણાય છે.

(Q. 3) Describe the composition, functions and powers of the House of Lords, and show its importance in the British Government.

**ઉમરાવની સભા** ( The House of Lords ).

**(अ) બંધારણ:**-ઉમરાવની સભામાં અત્યારે ઈંગ્લંડ, સ્કોટલંડ અને ઉત્તર આયર્લંડના અમીરો, ધર્માધિકારીઓ, કાયદાના નિષ્ણાત ધારાશાસ્ત્રીઓ અને રાજાએ પદ્દિ આપી હોય તેવા સર્વ લોકો બેસે છે. આ ઉમરાવ સભાના સભ્યોની સંખ્યા નિશ્ચિત હોતી

નથી. તે સંખ્યામાં દર વરસે વધારો થયાજ કરે છે કારણ કે રાજાને નવા ઉમરાવો નીમવાનો અધિકાર છે. આ સભામાં હાલ ૭૨૦ સભ્યો છે. આ પૈકી ૧૬ સ્કોટલંડ તરફથી ચુંટાયેલા અમીરો તથા ૨૮ આયર્લંડ તરફથી ચુંટાયેલા અમીરો, કેન્ટરબરી અને યોર્કના બે વડાધર્માધ્યક્ષો, ૨૪ ઇંગ્લંડના ધર્માધ્યક્ષો, ૪ નિષ્ણાત ધારાશાસ્ત્રીઓ અને બાકીના ૬૪૬ ઇંગ્લંડના વંશપરંપરાના ઉમરાવો હોય છે.

ઉમરાવોની સભાનો અધ્યક્ષ લોર્ડ ચાન્સલર (Lord Chancellor) કહેવાય છે. તે પ્રધાનમંડળનો પણ સભ્ય હોય છે. ઘણા થોડા ઉમરાવો સભામાં હાજરી આપે છે, આથી ત્રણ સભાસદોની હાજરીથી સભાનું કામકાજ થઇ શકે છે.

(ખ) કાર્યક્ષેત્ર:-પાર્લમેન્ટનો વિકાસ થયો તેની સાથે આમની સભાની સત્તામાં જેટલાં પ્રમાણમાં વધારો થયો તેટલાં પ્રમાણમાં ઉમરાવોની સભાની સત્તા મર્યાદિત બની. સિદ્ધાંતની દૃષ્ટિએ ઉમરાવોની સભા આમની સભાના જેટલીજ ધારાધોરણ અને કાયદાને અંગે સત્તા ધરાવે છે અને તેને રાજ્યવહિવટ વિષે ચર્ચા કરવાનો પણ તેટલોજ હક્ક હોય છે. તેમ છતાં બીજી બાબતોમાં ઉમરાવોની સભા કશી સત્તા ધરાવતી નથી. ફક્ત એકજ બાબતમાં ઉમરાવોની સભા આમની સભા કરતાં વિશેષ સત્તા ધરાવે છે અને તે એ કે ન્યાયવિષયક બાબતમાં ઉમરાવની સભાને જે સત્તા છે તે સત્તા આમની સભાને નથી.

**તેની સત્તા:-**

(૧) **કાયદા ઘડવાની બાબતમાં:**-સિદ્ધાંતની દૃષ્ટિએ કાયદા ઘડવાની બાબતમાં ઉમરાવની સભાની સત્તા આમની સભાના જેટલીજ છે. પણ વાસ્તવિક અમલમાં તેમ હોતું નથી. આમની સભાએ પસાર કરેલો ખરડો ( Bill ) કાયદો બને તે પહેલાં તે માટે ઉમરાવોની સભાની સંમતિ સામાન્ય રીતે

જરૂરી છે. પણ સાધારણ ખરડાને ઉમરાવોની સભા સંમતિ આપેજ છે. અને ઉપયોગી બાબતમાં જો ઉમરાવની સભા સંમતિ આપવા ના પાડે તો રાજા પોતાના ખાસ હક્કો પ્રમાણે નવા ઉમરાવો બનાવી તે પસાર કરાવવાની ધમકી આપે છે. એટલે ઉમરાવોની કાયદા બનાવવાની બાબતમાં સત્તા નામનીજ કહી શકાય. વળી ઇ. સ. ૧૯૧૧ ના કાયદાથી તો ઉમરાવની સભાની સત્તા સંપૂર્ણ નાશ પામી છે. એ કાયદાથી ઉમરાવની સભા સામાન્ય વિષયના ખરડાને બે વર્ષ સુધીજ પસાર થતો અટકાવી શકે છે. કરવેરાની બાબતમાં પણ આમની સભાજ આગેવાની લે છે. એટલે એ કાયદાથી ઉમરાવની સભાની નાણાંવિષયક સત્તા સંપૂર્ણ લઇ લેવામાં આવી છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ઉમરાવોની સભા એ માત્ર નામનુંજ ધારામંડળ (Legislature) છે.

(૨) **ન્યાયની બાબતમાં :**—રાજ્યના વરિષ્ઠ ન્યાયમંદિર તરીકે ઉમરાવોની સભાનું મહત્વ ઘણું છે. તે સભા અપીલ સાંભળી શકે છે અને પ્રાથમિક ફરીયાદો પણ સાંભળી શકે છે. ઉમરાવો પરના રાજદ્વારી અને ફોજદારી ગુન્હાઓનો તેજ સભા નીકાલ કરે છે. આમની સભાએ ફરિયાદ કરી હોય તેવા માણસો પર તેઓ કામ ચલાવી શકે છે. આ સભા મારફતે યોગ્ય ન્યાય મળી શકે તે માટે ચાર નિષ્ણાત ધારાશાસ્ત્રીઓ જીંદગીભર ઉમરાવોની સભામાં રાખવામાં આવ્યા છે લોર્ડ ચાન્સલર અને ન્યાયખાતાને અંગેના સાત ઉમરાવો, ચાર ધારાશાસ્ત્રીઓની મદદથી ઉમરાવની સભા વતી ન્યાય આપે છે. રાજદ્રોહ અગર કારોબારી વહિવટ અંગેના ગંભીર ગુન્હાઓ માટેના મુકર્દમાની પણ પ્રાથમિક તપાસ ઉમરાવોની સભામાં જ થાય છે. આમ ન્યાયવિષયક બાબતમાં ઉમરાવોની સભા જે સત્તા ધરાવે છે તે આમની સભા ધરાવતી નથી.

(क) ઉપયોગીતા:—વાસ્તવિક રીતે જોતાં ઉમરાવોની સભા ફક્ત નામની જ છે. તેમ છતાં એ સભા કાયદાની બાબતમાં ઘણી વખત ઉપયોગી નીવડે છે. આમની સભા જો કોઇ કાયદો ઉતાવળે પસાર કરે અને તે દેશને હાનિકર્તા હોય તો ઉમરાવની સભા તેને બે વર્ષ સુધી ઢીલમાં મૂકી શકે છે. આટલા વખતમાં દેશના આગેવાનોના વિચારમાં ફેરફાર થાય અને તે કાયદો મુલતવી રાખવામાં આવે. આટલી જ ઉપયોગીતા ઉમરાવની સભાની છે.

(Q 4) Describe the composition, functions and powers of the House of Commons.

(अ) બંધારણ:-હાલ આમની સભામાં ૬૧૫ સભ્યો છે, તે પૈકી ૪૯૨ ઇંગ્લંડના, ૩૬ વેલ્સના, ૭૪ સ્કોટલંડના અને ૧૩ ઉત્તર આયર્લંડના છે. તેની મુદત પાંચ વર્ષની હોય છે, શહેરો, પરગણાં, વિશ્વવિદ્યાલયો, વેપારી મંડળો વિગેરેને પ્રતિનીધિ મોકલવાનો હક્ક હોય છે. ૨૧ વર્ષના પુરૂષો અને ૩૦ વર્ષની સ્ત્રીઓને મતાધિકાર છે. લુંટારા, પરદેશી, ગાંડા અને અમીરો આ ચુંટણીમાં મત આપી શકતા નથી. ૧૯૧૧ ના કાયદાથી દરેક સભ્યને ૪૦૦ પૌંડ વર્ષાસન આપવામાં આવે છે

તેનો પ્રમુખ સ્પીકર કહેવાય છે. તે બધા પક્ષોથી પર છે. આમની સભાના વિવાદગ્રસ્ત પ્રશ્નમાં તેનો નિર્ણય છેવટનો ગણાય છે ચર્ચા દરમ્યાન તે આમની સભાના નિયમો જાળવે છે. કોઇ સભ્ય શિષ્ટાચારથી વિરૂદ્ધ વર્તે તો તેને સભામાંથી કાઢી મુકવાનો અધિકાર તેને છે, વળી કોઇપણ ખરડાની બાબતમાં બંને પક્ષના મત સરખા થાય તો તેને Casting Vote આપવાનો અધિકાર છે. કોઇપણ ખરડો નાણાં સંબંધી છે કે નહિ તેનો નિર્ણય પણ તેજ આપી શકે છે. તેને વાર્ષિક ૫૦૦૦ પૌંડનો પગાર મળે છે.

ब) કાર્યક્ષેત્ર અને સત્તા:-

(૧) કાયદા ઘડવાની બાબતમાં:-આમની સભાને કાયદા ઘડવાનો અધિકાર છે. એની સંમતિ વિના કોઇપણ ખરડો

પસાર થઇ શકતો નથી. કોઇપણ સભાસદ સામાન્ય ખરડો લાવી શકે છે. ( Public Bills. ) પરંતુ મોટે ભાગે પ્રધાન મંડળ તરફથી ખરડાઓ રજુ થાય છે (Private Bills). આ ખરડાઓ સભા સમક્ષ રજુ થતાં તે પર ચર્ચા થાય છે અને પછી તે પસાર કરવામાં આવે છે અથવા ઉડાડી દેવામાં આવે છે. સામાન્ય ખરડા ઉમરાવની સભામાં કે આમની સભામાં પહેલાં લાવી શકાય છે. પછી એક ગૃહ બીજા ગૃહમાં સંમતિ માટે તે ખરડો મોકલી આપે છે. ૧૯૧૧ ના કાયદાથી એવું ઠર્યું છે કે સામાન્ય ખરડો બે વરસમાં એકી સાથે ત્રણ વખત આમની સભામાં પસાર થાય તો ઉમરાવની સભાની સંમતિ વગર પણ તે કાયદો થઇ શકે છે.

(૨) **નાણાંકીય બાબતમાં**:–નાણાંની બાબતમાં આમની સભાની સત્તા સર્વોપરિ છે. કરવેરા સંબંધી અને નાણાંકીય ખરડા પહેલાં આમની સભામાંજ રજુ કરી શકાય છે. તીજોરી ખાતાનો પ્રધાન વાર્ષિક આવકજાવકનું અંદાજ પત્ર (Budget) પ્રથમ આમની સભા સમક્ષ મૂકે છે અને તેમાં સુધારા–વધારા થયા પછી તે ખરડાને ઉમરાવની સભામાં મોકલવામાં આવે છે. ૧૯૧૧ ના કાયદાથી આમની સભાએ પસાર કરેલા નાણાંકીય ખરડાને ઉમરાવની સભા જો એક મહિનાની મુદતમાં પસાર નહિ કરે તો તે રાજાની સહીથી પસાર થાય છે.

(૩) **પ્રજાહિતની બાબતોમાં**:–પ્રજાહિતની બાબતો વિષે ચર્ચા કરવાનો આમની સભાને સંપૂર્ણ હક્ક છે. વળી તે સંબંધી પ્રશ્નો પૂછવાનો પણ તેને હક્ક છે.

(૪) **કારોબારી વહિવટ બાબતમાં**:–આમની સભાએ ઘડેલા કાયદા પ્રધાનમંડળ બરાબર અમલમાં મૂકે છે કે નહિ તે આમની સભા જુવે છે. પ્રધાનમંડળના કોઇપણ કાર્ય બાબત

ટીકા કરવાનો તથા પ્રશ્નો પૃછવાનો અધિકાર આમની સભાને છે. જો પ્રધાનમંડળની નીતિ આમની સભાને બીલકુલ પસંદ નહિ પડે તો તે પ્રધાનોના અગત્યનાં ખરડાને ફેંકી દે છે, અથવા કોઇપણ પ્રધાન પર અવિશ્વાસનો ઠરાવ પસાર કરે છે એટલે પ્રધાનમંડળને રાજીનામું આપવાની ફરજ પડે છે. આ ઉપરથી સમજી શકાય છે કે આમની સભા 'કેબીનેટ' બનાવે છે અને તેનો નાશ પણ કરી શકે છે. આથી કહી શકાય કે આમની સભાની સત્તા રાજ્યના તમામ વહિવટ પર અંકુશ રાખી શકે છે. તેથીજ તેની મહત્તા માટે કહેવાયું છે કે "It can do everything, but make a woman a man and a man a woman." આમની સભા એ ખરેખર સરકાર ઘડનારી સંસ્થા છે.

). 5) What do you understand by a Cebinet System of Government? How has it been introduced in England? State its composition and functions.

1) **કેબીનેટ પદ્ધતિ**:–દેશનાં થોડાંક માણસોની એક ખાનગી સમિતિની સલાહ પ્રમાણે રાજા આખી રાજ્યવ્યવસ્થા ચલાવે. આખો કારોબારી વહિવટ તે માણસોના હાથમાં હોય અને તેઓનાં કામકાજ ઉપર રાજા દેખરેખ રાખે. આ પદ્ધતિને કેબીનેટ રાજ્યપદ્ધતિ કહેવામાં આવે છે.

) **શરૂઆત**:–આ પ્રથાની શરૂઆત ઇંગ્લંડમાં ઘણા જુના વખતથી થઇ હતી અગાઉ રાજા પોતાનું સલાહકારક મંડળ નીમતો. પરંતુ ધીમે ધીમે એ સત્તા પાર્લમેન્ટના હાથમાં ગઇ. શરૂઆતમાં તે 'પ્રીવી કાઉન્સીલ' નામે ઓળખાવા લાગી. પરંતુ તેમાં સભ્યોની સંખ્યા ધીમે ધીમે વધી ગઇ. આથી ચાર્લ્સ ૨ જાના સમયમાં તેણે એક પાંચ માણસનું ખાનગી સલાહકાર મંડળ (Cabal

Ministry) નીમ્યું. ૧૬૮૮ ની રાજ્યક્રાંતિ પછી વિલિયમે આમની સભામાં બહુમતિ ધરાવતા પક્ષમાંથી પ્રધાનમંડળ નીમવાની શરૂઆત કરી. આ પદ્ધતિથી રાજ્યકારભારનું કામ ઘણું સરળ બન્યું. એન રાણીના વખતમાં પણ એજ પદ્ધતિ ચાલુ રહી. જ્યોર્જ ૧ લા અને જ્યોર્જ ૨ જાના સમયમાં વોલ્પોલે તેમાં ઘણો ફેરફાર કર્યો. આ વખતથી રાજા પ્રધાનમંડળની સભામાં બેસતો બંધ થયો અને તેની જગ્યાએ પ્રધાનમંડળનો પ્રમુખ Prime Minister સર્વ-સત્તાધીશ બન્યો. વળી તેના સમયમાં પ્રધાનમંડળના સભ્યો જેઓ વડાપ્રધાનની આગેવાની સ્વીકારે તેવાજ નીમાવા લાગ્યા. જ્યોર્જ ૩ જાએ આ પદ્ધતિ તોડી નાંખવા પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. આ પ્રથાને તેનાથી વધુ વેગ મળ્યો અને આજદીન સુધી એજ પ્રથા ચાલુ રહી છે.

(ક) બંધારણ :–આમની સભાની નવી ચુંટણી થઈ ગયા બાદ રાજા આમની સભામાં બહુમતિ ધરાવનાર પક્ષના આગેવાનને વડાપ્રધાન તરીકે નીમે છે અને તેને પોતાનું પ્રધાનમંડળ રચવા કહે છે. વડોપ્રધાન પોતાના પક્ષના ઉમરાવની સભા, આમની સભા અને કોઇ વખતે બહારના મળી ૨૦–૨૧ સભ્યોની એક નામાવલી રાજા સમક્ષ રજુ કરે છે. સાધારણ રીતે રાજા વડાપ્રધાને રજુ કરેલાં નામો મંજુર રાખે છે. આ રીતે પ્રધાનમંડળ રચાય છે. પરંતુ આ પ્રધાનમંડળની મુદત અનિશ્ચિત હોય છે. પણ જો આમની સભા અને પ્રધાનમંડળ વચ્ચે ઐક્ય જળવાય તો પ્રધાનમંડળ પાંચ વર્ષ સુધી સત્તામાં રહી શકે છે પણ જો બંને વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થાય તો આમની સભા પ્રધાનમંડળ ઉપર ઠપકાની દરખાસ્ત લાવી તેને રાજીનામું આપવાની ફરજ પાડી શકે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ઇંગ્લંડનાં રાજ્યતંત્રમાં Executive ઉપર Legislature નો અસરકારક અંકુશ છે.

(ખ) કાર્યક્ષેત્ર :-પ્રધાનમંડળમાં સામાન્ય રીતે દરેકને રાજ્યના કારોબારી વહીવટનું એકેક ખાતું સોંપવામાં આવે છે. પ્રધાનમંડળની જોખમદારી

સંયુક્ત ગણાય છે. વળી બધા પ્રધાનોએ વડા પ્રધાનની આગેવાની સ્વીકારવી પડે છે. તેઓની ચર્ચા છૂપી રાખવામાં આવે છે. દરેક પ્રધાને બહુમતિનો નિર્ણય સ્વીકારવો પડે છે. પ્રધાનમંડળની ફરજો નીચે પ્રમાણે છે :—

(૧) દેશની શાંતિ, વ્યવસ્થા, રાજ્યકારભાર, પરદેશનીતિ, નાણાંની વ્યવસ્થા, વેપાર ઉદ્યોગની ખીલવણી, નૌકાખાતું, હવાઇ કાફલો વગેરેની દેખરેખ તથા સંસ્થાનો તેમજ સામ્રાજ્યના બીજા ભાગોની દેખરેખ તથા વ્યવસ્થા જાળવવાનું કામ પ્રધાનમંડળનું છે.

(૨) સ્વદેશના અને સામ્રાજ્યના બીજા ભાગોના મુખ્ય અમલદારોની નિમણુંક રાજા પ્રધાનમંડળની સલાહથીજ કરે છે તો તે નિમણુંક યોગ્ય થાય તેની સંભાળ રાખવી.

(૩) દેશનાં હિતને માટે જરૂરી ખરડા પ્રધાનમંડળ જ ઘડે છે, અને તેને આમની સભા ટેકો આપે છે. પોતાનાં ખાતાનાં વહિવટ વિષે દરેક પ્રધાનને પાર્લમેન્ટના સભ્યોના પ્રશ્નોનો સંતોષકારક જવાબ આપવો પડે છે. પોતે ધારણ કરેલી નીતિના બચાવ માટે દરેક પ્રધાનને તૈયાર રહેવું જોઇએ.

(૪) નાણાંકીય ખરડા પ્રધાનો રજુ કરે છે. અંદાજપત્ર (Budget) તીજોરી ખાતાનો પ્રધાન ઘડે છે અને આમની સભામાં રજુ કરે છે. પાર્લમેન્ટે મંજુર કરેલા કરવેરા વસુલ કરવાનું કામ અને તેની મંજુરી પ્રમાણે ખર્ચ થાય છે કે નહિ તે જોવાનું કામ પણ પ્રધાનમંડળનું છે.

(૫) વડાપ્રધાને દરેક રાજકીય બાબતમાં રાજાને સલાહ આપવી પડે છે અને તેને પ્રધાનમંડળના કામકાજથી વાકેફ રાખવો પડે છે

(૬) પાર્લમેન્ટની બંને સભાનો કાર્યક્રમ પ્રધાનમંડળે જ નક્કી કરવો પડે છે

**(Q. 6) What is the position of the Prime Minister in England? State his duties and powers.**

હોદ્દાની રૂએ વડોપ્રધાન બ્રિટિશ રાજ્યબંધારણમાં ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. આમની સભામાં બહુમતિ ધરાવતા પક્ષનો તે આગેવાન હોવાથી તેની વડા પ્રધાન તરીકે નિમણુક થાય છે. તે પ્રધાનમંડળની નીમણુક કરે છે એટલે તે પ્રધાનમંડળનો નેતા ગણાય છે. તેની સાથે મતભેદ ધરાવનાર સભ્યને રાજીનામું આપવું પડે છે. દેશની તેમજ પરદેશની રાજ્યનીતિ તેની સલાહ મુજબ ઘડાય છે. તે રાજાને પ્રધાનમંડળના કામકાજથી વાકેફ કરે છે અને રાજાનો મત પ્રધાનો સમક્ષ કહી સંભળાવે છે. આથી વડોપ્રધાન રાજા અને પ્રધાનમંડળને જોડનારી સાંકળરૂપ મનાય છે. રાજા તેની સલાહ મુજબ મોટા મોટા અમલદારોની નીમણુક કરે છે તેમજ પદ્વિ, બક્ષીસો વગેરે આપે છે. દરેક બાબતમાં પ્રધાનો તેની સલાહ પ્રમાણે વર્તે છે.

ઈંગ્લંડનાં રાજ્યબંધારણમાં વડાપ્રધાનનો હોદ્દો નહિ હોવાથી તે 'First Lord of the Treasury'નો હોદ્દો ભોગવે છે તેને વાર્ષિક ૫૦૦૦ પૌંડનો પગાર મળે છે. વડો પ્રધાન જ્યાં સુધી આમની સભાનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવતો હોય ત્યાં સુધી તે પોતાની સત્તા ભોગવી શકે છે. તે રાજ્યતંત્રની બધી માહિતિ આમની સભાને આપે છે અને પ્રધાનમંડળના અભિપ્રાયો જણાવે છે. વિરૂદ્ધ પક્ષની ટીકાઓનો તે જવાબ આપી પોતાની નીતિનો બચાવ કરે છે. આમની સભા કોઇપણ સભ્ય ઉપર અવિશ્વાસનો ઠરાવ લાવે, તો સંયુક્ત પ્રધાનમંડળ રાજીનામું આપે છે. આમ વડો પ્રધાન આમનીસભા, પ્રધાનમંડળ અને રાજા એ ત્રણેને જોડનાર સુવર્ણકડી (Golden link) સમાન છે.

**(Q. 7) Describe the process by which a bill becomes a law in the British Constitution.**

બીલ ત્રણ પ્રકારનાં હોય છે—(૧) નાણાં સંબંધી બીલ (Money Bills) ફક્ત ખજાનચી રજુ કરી શકે છે અને તે બીલ

પ્રથમ આમની સભામાં જ રજુ કરવું પડે છે. (૨) પ્રાઇવેટ બીલ્સ (Private Bills) ફકત પ્રધાનમંડળના સભ્યો જ પાર્લમેન્ટનાં બંને ગૃહોમાંથી કોઈ એકમાં રજુ કરી શકે છે. અને (૩) પબ્લીક બીલ્સ (Public Bills) પાર્લમેન્ટનાં બંને ગૃહોમાં કોઇપણ સભ્ય રજુ કરી શકે છે. પબ્લીક કે પ્રાઇવેટ બીલ્સ પાર્લમેન્ટનાં બંને ગૃહો પૈકી કોઇપણ એકમાં રજુ કરી શકાય છે. ફકત નાણાં સંબંધી ખરડો જ આમની સભામાં પ્રથમ રજુ કરવો પડે છે અને ત્યારપછી ઉમરાવની સભામાં તે રજુ કરવામાં આવે છે. કોઇ પણ પબ્લીક કે પ્રાઇવેટ બીલ કાયદાનું સ્વરૂપ લે તે પહેલાં નીચે પ્રમાણે સ્થીતિમાંથી પસાર થાય છેઃ—

(૧) કોઇપણ ખરડો રજુ કરવા દેવા માટે તે સભાની રજા માગવી પડે છે. રજા મળતાં તે ખરડો વાંચવાનો દીવસ નકકી કરવામાં આવે છે.

(૨) ઠરાવેલે દીવસે ખરડો સભામાં વાંચવામાં આવે છે. તે દીવસે તેના પર ચર્ચા થતી નથી અને મત પણ લેવાતા નથી. એટલે ખરડો પહેલાં વાંચન (Reading) માંથી પસાર થાય છે.

(૩) ત્યારપછી એ ખરડો છપાવી દરેક સભ્યને મોકલવામાં આવે છે. આથી દરેક સભ્યને ખરડાના મુદ્દાઓ અને પ્રયોજન વિષે અભ્યાસ કરવાની તક મળે છે.

(૪) ત્યારપછી તેનું બીજું વાંચન થાય છે. તે વખતે ખરડાનો હેતુ, મુદ્દાઓ વિગેરે ચર્ચાય છે. જો ખરડો પસાર થાય તો તેને ઝીણવટથી તપાસવા અને ફેરફારો સૂચવવા તેને એક ખાસ સમિતિ (Select Committee) ને સોંપવામાં આવે છે.

(૫) એ ખરડાની સંપૂર્ણ ચર્ચા પછી સમિતિ એ ખરડો પોતાના હેવાલ સાથે રજુ કરે છે એટલે તેનું ત્રીજું વાંચન થાય છે. આ વેળા સભ્યોએ માત્ર સામાન્ય ચર્ચા કરવાની હોય છે, આખરે તે ઉપર મત લેવાય છે, અને બહુમતિ મળે તો તે ખરડો પસાર થએલો ગણવામાં આવે છે અને નહિ તો તે ઉડાડી દેવામાં આવે છે.

(૬) આ પ્રમાણે પસાર થએલો ખરડો બીજા ગૃહ સમક્ષ રજુ કરવામાં આવે છે, ત્યાં પણ ઉપર પ્રમાણે ત્રણ વાંચનમાંથી તે પસાર કરવામાં આવે છે.

(૭) આમ બંને ગૃહોમાં પસાર થએલો ખરડો રાજાની સંમતિ માટે મોકલવામાં આવે છે અને રાજાની તેના પર સહી થતાં તે ખરડો કાયદાનું સ્વરૂપ લે છે.

(૮) પબ્લીક કે પ્રાઈવેટ બીલનો કોઈપણ ખરડો આમની સભાએ ત્રણે વાંચનમાંથી પસાર કર્યો હોય અને ઉમરાવની સભા જો તે લાગલાગટ બે વર્ષ સુધી પસાર નહિ કરે તો તે ખરડો આમની સભામાં ફરીથી રજુ કરવામાં આવે છે અને તેની સંમતિ મળતાં રાજા સમક્ષ સંમતિ માટે મોકલવામાં આવે છે. અને રાજાની સહી મળતાં તે ઉમરાવની સભાની સંમતિ વિના પણ કાયદાનું સ્વરૂપ લે છે.

(૯) નાણાં વિષયક ખરડો ( Money Bill ) જો ઉમરાવની સભાએ ત્રણે વચનમાંથી પસાર કર્યો હોય પણ ઉમરાવની સભા તેને એક મહિનાની મુદતમાં જો પસાર નહિ કરે તો તે રાજાની સમક્ષ સમતિ માટે ઉમરાવની સભાની સંમતિ વિના મોકલવામાં આવે છે અને તેની સહી મળતાં તે કાયદાનું સ્વરૂપ લે છે.

**( Q. 8 ) Describe the composition and functions of the Privy Council.**

(અ) બંધારણ:—સર્વ પ્રકારના રાજકીય વિચારો ધરાવનારા ગૃહસ્થોનું આ મંડળ બનેલું છે. તેના સભ્યોની નિમણુંક રાજા કરે છે. રાજ્ય વહિવટની સરળતા ખાતર રાજા આ મંડળની સલાહ લે છે દરેક સભ્યને સોગંદ લેવા પડે છે, અને તેનું કામકાજ ગુપ્તપણે ચાલે છે. જુના અને નવા પ્રધાનો, કેન્ટરબરી અને યોર્કના ધર્માધ્યક્ષો, લંડનનો બીશપ, કેટલાક અગત્યના ઉમરાવો, થોડા ન્યાયાધીશો અને સામ્રાજ્યના થોડા મુત્સદ્દીઓ આ મંડળમાં હોય છે. તે ઉપરાંત રાજા કેટલાક વિદ્વાનોને પણ તેમાં દાખલ કરે છે. હાલ ૩૦૦ થી વધારે સભ્યો આ મંડળમાં છે.

(ચ) **કાર્યક્ષેત્ર:**—ખાસ કામકાજ સિવાય આ બધા સભ્યો ભેગા થતા નથી. જરૂર પડે ત્યારે ફક્ત ઘણા થોડાનેજ રાજા આમંત્રણ આપે છે. ઓછામાં ઓછા ત્રણ સભ્યોથી કામ ચાલી શકે છે. આ મંડળના સભ્યોને Right Honourable નો માનનીય ખીતાબ હોય છે. આ કાઉન્સીલ ઘણી મોટી હોવાથી તેમાંથી 'Cabinet' દેશનો વહિવટ ચલાવનારી એક નાની મંડળી હયાતીમાં આવી, આ કાઉન્સીલનું બધું કામ હાલમાં કેબીનેટ કરે છે. તેમ છતાં કાઉન્સીલની હયાતી તો છેજ. કેબીનેટ આમની સભાની સાથે બદલાય છે પણ પ્રીવી કાઉન્સીલ બદલાતી નથી.

આ કાઉન્સીલ મારફતજ બધાં જાહેરનામાં અને વહિવટી હુકમો બહાર પડે છે. નવી પાર્લમેન્ટ બોલાવવી હોય તો તે હુકમ આ કાઉન્સીલ મારફતે બહાર પડે છે. રાજા સારી રીતે રાજ્ય ચલાવવાના સોગંદ આ કાઉન્સીલમાં લે છે. તે ઉપરાંત રાજ્યના મોટા મોટા અમલદારો રાજાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા આ કાઉન્સીલમાં લે છે. તે ઉપરાંત આ કાઉન્સીલ ઘણાં સાર્વજનીક કામો કરે છે. તેમાં એક પ્રવિણ ધારાશાસ્ત્રીઓની ન્યાયસમિતિ હોય છે. તે બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનોની અદાલતોના ફેંસલા ઉપર છેવટની અપીલ સાંભળે છે. વળી તે દેશના વેપાર અને કેળવણી ઉપર પણ ધ્યાન આપે છે. આ રીતે પ્રીવી કાઉન્સીલ હજુ પણ દેશમાં ઘણું કાર્ય કરે છે.

(Q. 9) Discuss briefly how limited monarchy has been gradually established in England.

(૧) **પ્રાચીન સમય:**—પ્રાચીન સમયમાં લોકો રાજાને પસંદ કરતા, અને રાજા લોકોની મરજી પ્રમાણે ડાહ્યા માણસોની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવતા. આ સભા 'વિટન' સભા કહેવાતી. આ સભા કાયદા ઘડવામાં, કરવેરા ઉઘરાવવામાં તેમજ સંધિ-વિગ્રહ કરવામાં રાજાને મદદ આપતી. આ સભામાં અમીરો, રાજકુટુંબીઓ, જાગીરદારો અને ધર્મગુરૂઓ બેસતા આ સભા હાલની ઉમરાવની સભાની શરૂઆત હતી.

(૨) **નોર્મન સમય:**–વિલિયમ રાજાએ ફ્યુડલ પદ્ધતિ દાખલ કરી. આથી ઉમરાવ વર્ગ બળવાન થયો. તેઓની મદદથી તેણે રાજસત્તા ઘણી વધારી દીધી. આ વખતે 'વિટન' સભા ક્વચિત મળતી.

(૩) **પ્લેન્ટાજીનેટ સમય:**–આ સમયમાં રાજ્યતંત્ર ઉમરાવો, જાગીરદારો અને ધર્માધ્યક્ષોની મદદથી ચાલતું. હેન્રી ૨ જાએ તો પ્રધાનમંડળની પણ સ્થાપના કરી હતી. જ્હોન રાજાના સમયમાં અમીરોએ એકત્ર થઇ રાજા પાસે પોતાના હક્કો પર સહી લેવડાવી. આ પટો 'મેગ્નાકાર્ટા' નામથી જાણીતો છે. આ પટાથી લોકોએ ન્યાય, કાયદા અને નાણાંની બાબતોમાં પોતાનો હક્ક સ્થાપન કર્યો. (૧૨૧૫). હેન્રી ૩ જાના સમયમાં રાજા અને અમીરો વચ્ચે તકરાર થઇ સાઇમન નામનો અમીર પ્રજાનો આગેવાન થયો. તેણે રાજાને હરાવી રાજ્યસત્તા પોતાના હાથમાં લઇ લીધી. સાઇમને દરેક પરગણાંમાંથી અને કસ્બાઓમાંથી પ્રજાના પ્રતિનીધિઓ બોલાવી ઇ. સ. ૧૨૬૫ માં પ્રથમ 'પાર્લમેન્ટ' બોલાવી. આ સભા તેજ હાલની આમની સભાની શરૂઆત હતી. ત્યારપછી ઇ. સ ૧૨૯૫ માં 'આદર્શ પાર્લમેન્ટ' મળી. તેમાં મોટાં શહેરો, કસ્બાઓ અને પરગણાંઓમાંથી લેખીત આમંત્રણો આપીને પ્રજાના તમામ વર્ગના પ્રતિનીધિઓને બોલાવવામાં આવ્યા હતા. તેમણે કરવેરા, ન્યાય અને નાણાંની બાબતમાં ચોકસ હક્કો મેળવ્યા હતા.

(૪) **૧૪ અને ૧૫ મી સદી:**–નાણાંની જરૂર પડતાં એડવર્ડ ૩ જાએ પાર્લમેન્ટ બોલાવી. તેણે રાજાને 'ટનેજ' અને 'પાઉન્ડેજ' નામના કર ઉઘરાવવાની સત્તા આપી. પણ તેના બદલામાં પાર્લમેન્ટે પ્રધાનો નીમવાનો, અવિશ્વાસુ પ્રધાન ઉપર કામ ચલાવવાનો અને રાજાના ખર્ચનો હિસાબ તપાસવાનો હક્ક મેળવ્યો. ઇ. સ. ૧૩૩૨ થી ઉમરાવો અને સામાન્ય પ્રજાના પ્રતિનીધીઓ જુદા જુદા ઓરડામાં બેસવા લાગ્યા. આ રીતે પાર્લમેન્ટના બે વિભાગો 'ઉમરાવની સભા' અને 'આમની સભા' હસ્તીમાં આવ્યા. આ વખતે ઉમરાવની સભા સત્તાવાન હતી જ્યારે આમની

સભા નામનીજ હતી. ૧૪ અને ૧૫ મી સદીમાં આમની સભાએ કરવેરા અને કાયદાની બાબતમાં પોતાના હક્કો મેળવ્યા. તે સમયથી રાજ્યકારભાર પર ટીકા કરવાનો રિવાજ શરૂ થયો.

(૫) **ટ્યુડર સમય:**—ટ્યુડર સમયમાં રાજાઓ આપખુદ બન્યા. હેન્રી ૭ માએ અમીરોની સત્તા તોડી નાંખી, અને લોકસત્તા દબાવી રાજસત્તાને આપખુદ બનાવી. આથી ટ્યુડર સમયમાં રાજસત્તા બળવાન બની. તેમ છતાં પાર્લામેન્ટ ચાલુ રાખવામાં આવી હતી. કરવેરા અને કાયદા ઘડવાની બાબતમાં પાર્લામેન્ટનો હક્ક ચાલુ હતો.

(૬) **સ્ટુઅર્ટ સમય:**—સ્ટુઅર્ટ રાજાઓ 'ઇશ્વરદત્ત હક્ક' ને માનતા હતા. તેઓએ પાર્લામેન્ટથી સ્વતંત્રપણે અમલ ચલાવવા પ્રયત્ન કર્યો. પરંતુ હવે સમય બદલાયો હતો. રાજા અને પ્રજા વચ્ચે કર ઉઘરાવવાની બાબતમાં વાંધો પડયો. સ્ટુઅર્ટ રાજાઓના અન્યાયી કરવેરા સામે પ્રજા થઇ. આથી જેમ્સ ૧ લાના સમયમાં 'બેટસ' નામના વેપારીને કર નહિ ભરવા માટે રાજાએ સજા કરી, અને ચાર્લ્સ ૧ લાના સમયમાં હેમ્પડન નામના માણસને 'શીપમની' વેરો નહિ આપવા માટે રાજાએ સજા કરી. આથી રાજા–પ્રજા વચ્ચેના હક્કોની મર્યાદા નક્કી કરવા ઇ. સ. ૧૬૨૮ માં 'પિટિશન ઑવ્ રાઇટ્સ' અને ઇ. સ. ૧૬૮૯ માં 'બીલ ઑવ્ રાઇટ્સ' નામના કાયદા ઘડવામાં આવ્યા; આથી દરેક બાબતમાં પાર્લમેન્ટનો અધિકાર સર્વોપરી છે, અને રાજા પાર્લમેન્ટની સંમતિ વિના કંઇ કરી શકે નહિ એમ નક્કી થયું. વળી આ સમય દરમ્યાન રાજાનું પદ એ પણ પ્રજાની મરજી હેઠળ ગયું. રાજસત્તા આપખુદ કરતાં એકનું માથું ગયું અને બીજાને ગાદી છોડવી પડી. ૧૬૮૮ ના શાંત બળવાથી પ્રજાનો આ હક્ક કાયમ થયો. વળી વિલિયમ ૩ જાના સમયમાં પાર્લમેન્ટમાં 'Cabinet System' અને 'Government by Party System'ની શરૂઆત થઇ. ઇ સ. ૧૭૦૧ માં પસાર થએલા 'Act of

Settlement' થી રાજા પ્રોટેસ્ટંટ હોવો જોઇએ એમ ઠર્યું. વળી રાજાથી ન્યાયાધીશોને પોતાની મરજી પ્રમાણે દૂર કરી શકાય નહિ તેમજ પાર્લમેન્ટની સંમતિ વિના પરદેશ સાથેના ઝગડામાં ઉતરી શકાય નહિ એમ નક્કી થયું.

(૭) **હેનોવર સમય** :—હેનોવર સમયમાં પાર્લમેન્ટની સત્તા ઘણીજ વધી. આ સમયમાં 'Prime Minister' ની નવી પદ્દી નીકળી. વોલ્પોલના વખતથી એવું નક્કી થયું કે રાજ્ય આમની સભાની બહુમતિથીજ ચાલવું જોઇએ, પ્રધાનમંડળમાં બધા એક પક્ષનાજ હોવા જોઇએ અને વડા પ્રધાનની સૂચના અનુસાર તેઓએ વર્તવું જોઇએ. જ્યોર્જ ૩ જાએ રાજસત્તા આપખુદ કરવા પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. આ સમયમાં પાર્લમેન્ટની સુધારણા માટે ૧૮૩૨, ૧૮૬૭, ૧૮૮૪, ૧૯૧૧, ૧૯૧૮ અને ૧૯૨૮ માં કાયદાઓ પસાર થયા અને તેનાથી પાર્લમેન્ટ દેશમાં સંપૂર્ણ પ્રજાપ્રતિનિધિવાળી થઇ. તેમ છતાં ઇંગ્લંડમાં રાજસત્તાને ટકાવી રાખવામાં આવી છે. ખરી સત્તા તો પ્રજાના હાથમાં છે અને રાજાની સત્તા નિમંત્રીત કરવામાં આવી છે. આ રીતે ઇંગ્લંડમાં આજે લોકનિયંત્રીત રાજ્યતંત્ર સ્થાપન થયું છે.

**(Q. 10) Write short notes on :-**

(a) Civil List; (b) The Reform Bill of 1911; (c) Political Parties in England; and (d) Main features of the Cabinet.

(a) **Civil List** :-વિલિયમ ૩ જાના સમયથી રાજા અને તેનાં કુટુંબના નિર્વાહ માટે પાર્લમેન્ટ તરફથી દર વર્ષે અમુક રકમ મંજુર કરવાની પ્રથા શરૂ થઇ. આ મંજુર કરેલી રકમને 'Civil List' કહેવામાં આવે છે. આ રકમમાં વારંવાર ફેરફાર થતો. પહેલાં રાજાઓને જાગીરો આપવામાં આવતી અને તેમાંથી રાજાઓ ઉપજ મેળવતા. પરંતુ વિકટોરિયાના સમયથી એ જાગીરોની પ્રથા બંધ કરવામાં આવી. પ્રજાએ તેને બદલે કાયમને માટે સારી રકમ

મંજુર કરી. આ ઠરાવથી હાલ રાજાને દર વર્ષે ૪,૭૦,૦૦૦ પૌંડ મળે છે તે ઉપરાંત રાણીને પોતાના ખર્ચ પેટે ૩૩,૦૦૦ પૌંડ આપવામાં આવે છે. આ પ્રથાથી રાજાની સત્તા પાર્લમેન્ટના અમલ હેઠળ સંપૂર્ણ આવી ગઈ છે.

(b) **The Reform Bill of 1911** :-પાર્લમેન્ટની સુધારણા માટે જ્યોર્જ ૫ માંના સમયમાં એક ખરડો પસાર કરવામાં આવ્યો હતો. આ ઈ.સ. ૧૯૧૧ ના કાયદાથી એમ ઠરાવવામાં આવ્યું છે કેઃ—

(૧) પાર્લમેન્ટની મુદત પાંચ વર્ષની રાખવી.

(૨) ઉમરાવની સભા કોઈ સામાન્ય વિષયનો ખરડો બે વર્ષની મુદતમાં પસાર નહિ કરે તો અને નાણાં વિષયનો ખરડો એક મહિનાની મુદતમાં પસાર નહિ કરે તો તેની સંમતિ સિવાય પણ તે રાજાની સંમતિથી કાયદાનું સ્વરૂપ લઇ શકે.

ઇ. સ. ૧૯૧૧ ના કાયદાથી ઉમરાવોની સભાની સત્તા ઘણીજ ઘટી ગઈ છે. હવે તે ફક્ત નામનુંજ ધારામંડળ ગણાય છે.

(c) **Political Parties in England** :-

હાલમાં ઈંગ્લંડમાં ત્રણ રાજકીય પક્ષો છે-(૧) કોન્ઝર્વેટિવ, (૨) લિબરલ, અને (૩) મજુરપક્ષ

(૧) **કોન્ઝર્વેટિવ પક્ષ** :-આ પક્ષ સામ્રાજ્યના સંગઠન માટે અને રાજસત્તા ઉપર ઉમરાવોની સત્તા ટકાવી રાખવા પ્રયત્ન કરે છે. તેઓ શાંતિના હિમાયતી હોવાથી દેશમાં વધારે પડતા ફેરફારો કરવાની વિરૂદ્ધ છે. મજુરોની ચળવળ તરફ તેઓ અણગમો ધરાવે છે. હાલમાં આ પક્ષ આમની સભામાં બહુમતિ ધરાવે છે અને તેનો નેતા વડાપ્રધાન ચેમ્બરલેઇન છે.

(૨) **લિબરલ પક્ષ** :-આ પક્ષના લોકો સુધારામાં માને છે. તેઓ નિરંકુશ વ્યાપારપદ્ધતિમાં માને છે. તેઓ પ્રજાકીય સ્વાતંત્ર્યના હિમાયતી છે.

(૩) **મજુરપક્ષ** :-ઇ. સ. ૧૯૦૬ થી મજુરવર્ગ પાર્લમેન્ટમાં દાખલ થયો. ૧૯૧૦ માં પહેલીવાર તેઓનો પક્ષ સ્થપાયો.

આ પક્ષ મુડીવાદને ધિક્કારે છે. રાજસત્તા અને ઉમરાવોની સત્તા ઉખેડી નાંખવા માગે છે. અને આર્થિક ભેદભાવો મટાડી સમાનતા દાખલ કરવાનાં સ્વપ્નાં સેવે છે.

આ દરેક પક્ષની જુદી જુદી સંસ્થાઓ દેશમાં છે. તેઓ પોતાના મતનો પ્રચાર કરે છે. પાર્લામેન્ટની નવી ચુંટણી વખતે પોતાના પક્ષના ઉમેદવારો ઉભા કરે છે. ચુંટણી વખતે જે પક્ષ બહુમતિ મેળવે તે પક્ષ સત્તામાં આવે છે.

## (d) Main features of the Cabinet :—

(૧) **એક જ રાજકીય પક્ષ** :—પ્રધાનમંડળના સભ્યો આમની સભામાં બહુમતિ ધરાવતા પક્ષમાંથી જ ચુંટવામાં આવે છે. આમની સભાનો વિશ્વાસ ગુમાવતાં પ્રધાનમંડળને રાજીનામું આપવું પડે છે.

(૨) **સંયુક્ત જવાબદારી** :—દરેક પ્રધાનનાં કાર્ય અને નીતિ માટે આખું પ્રધાનમંડળ પાર્લામેન્ટને જવાબદાર છે. જો કોઈપણ પ્રધાન વિરૂદ્ધ પાર્લામેન્ટ ઠપકાની દરખાસ્ત પસાર કરે અથવા તેણે રજુ કરેલો ખરડો પસાર નહિ કરે તો આખા પ્રધાનમંડળને એકી સાથે રાજીનામું આપવું પડે છે.

(૩) **વડા પ્રધાનની આગેવાની** :—પ્રધાનમંડળનો આગેવાન વડો પ્રધાન ગણાય છે. દરેક પ્રધાન તેની સલાહ મુજબ વર્તે છે. જો કોઈ પ્રધાન અને વડાપ્રધાન વચ્ચે મતભેદ ઉભો થાય તો તે પ્રધાને રાજીનામું આપી દૂર થવું પડે છે.

(૪) **એકધારી રાજ્યનીતિ** :—પ્રધાનમંડળના સભ્યોને જુદાં જુદાં ખાતાંઓ સોંપવામાં આવે છે છતાં તેઓ પોતાનાં કાર્યની જાણ આખાં પ્રધાનમંડળને કરે છે. વળી દરેક પ્રધાને પ્રધાનમંડળની બહુમતિના નિર્ણય પ્રમાણે જ વર્તવું પડે છે.

(૫) **ગુપ્ત રીતે કામકાજ** :—પ્રધાનમંડળનું સઘળું કામકાજ છૂપી રીતે થાય છે. રાજાને પણ પ્રધાનમંડળની સભામાં હાજરી આપવાનો હક્ક નથી.

———

---

Printed by: Govindji D. Naik. at Shree Anavil Bandhu P. Press, Baranpuri Bhag Surat & Published by J. V. Mehta, Shree Harihar Pustakalaya, Tower Road, Sura